# માનવતાની મંગળતાનો ગાયક



કવિવર રવીન્દ્રનાથ ટાગોરની તેજસ્વી પ્રતિભા સહુને સુમાહિતગાર છે. કવિતા ઉપરાંત વાર્તા, નવલકથા, નાટક, હાસ્ય અને નિબંધદ્વારા ગુરુદેવે જે અમાપ સાહિત્ય-ફાલ સર્જ્યો છે તેમાં માનવજીવનને માર્ગદર્શક એવા અનેક શ્રેષ્ઠ વિચારોની મધુર તેજરેખા સર્વત્ર વેરાયેલી છે. ટાગોરનાં એ રત્નકંકણનો આ રસથાળ સહુને વિચારશીલ વાંચન પૂરું પાડશે એમાં કશો શક નથી.

રવીન્દ્રનાથ ટાગોરની સંપૂર્ણ વ્યાખ્યા આપણા કવિવર ન્હાનાલાલે એક વ્યાખ્યાન વખતે ખૂબ સરસ રીતે આપતાં જણાવ્યું હતું કે, "પ્રેરણાના અંકુર પોતાના હતા. અંકુરોને જળ સીંચનારાઓ પણ ધુરંધરો હતા. ઈશ્વરદત્ત પ્રેરણા, પિતૃવંશના ઉપનિષદ સંસ્કાર, ગીતગોવિન્દકાર, નીમાઈ અને ચંડીદાસ શા વૈષ્ણવી કાવ્યદાઓનું પદલાલિત્ય, કેશવની 'ઈન્ટરનેશનાલિઝમ'ની ભાવના અને જગપ્રવાસી તરીકેનો નિજ અનુભવ ભંડાર; એ સહુનો વિકાસ અને સમન્વય તે ટાગોર હતા."

આવા તેજસ્વી હતા રવીન્દ્રનાથ ટાગોર. એ સૌન્દર્યદર્શી કલાસ્વામીએ ભારતની કવિતાનો કીર્તિકલશ દુનિયા આખીમાં દિપાવ્યો. પોતાના અદ્ભુત, વેગવંતા અને વાસ્તવિક વિચારદર્શનથી ગુરુદેવ ટાગોરે ભારતના સંસ્કાર અને સંસ્કૃતિના કીર્તિધ્વજને અણનમ રાખ્યો. ગૌરવપૂર્વક જગત સામે માથું ઊંચકી શકે એવા મહાકવિ રવીન્દ્રનાથનાં વ્યાપક વિચારદર્શનમાંથી કેટલું અદ્ભુત, અનેરું અને આનંદદર્શી તત્ત્વ આ 'રત્નકંકણ' સંગ્રહમાંથી રસિક વાચકને મળશે.

ટાગોરને ગમે તો ચિન્તક કહો કે એકલા કવિ કહો. કથાકાર કહો કે ચિત્રકાર કહો. જો કવિકુલગુરુ કહેવું હોય યા એકલા ગુરુદેવનાં નામે પિછાનવા હોય તો તેમ પણ પિછાનો, પણ રવીન્દ્રનાથ ટાગોર માટે એક જ ઓળખ વાસ્તવિક લેખાશે અને તે માનવી!

'રત્નકંકણ'ની અનુક્રમણિકા



માનવતાની મંગળતાનો ગાયક

વિભાગ ૧ લો

(55)






વિષય ક્રમ | પાના નંબર


| | |
|---|---|
| ૧ ધર્મ — ઈશ્વર | ૧૦ |
| ૨ જ્ઞાન — અજ્ઞાન | ૧૮ |
| ૩ સંસ્કાર | ૨૨ |
| ૪ આશા | ૨૫ |
| ૫ આદર્શ | ૨૭ |
| ૬ સત્ય | ૩૦ |
| ૭ સુખદુઃખ | ૪૭ |

# વિભાગ ૨ જો







| વિષય ક્રમ | પાના નંબર |
|---|---|
| ૧ માનવી | ૪૮ |
| ૨ સ્ત્રી | ૬૭ |
| ૩ પુરુષ | ૮૭ |
| ૪ પ્રેમ | ૯૩ |
| ૫ લગ્ન | ૧૧૦ |
| ૬ બાળક | ૧૨૩ |
| ૭ સંસાર | ૧૬૬ |

(૭)

# વિભાગ ૩ જો






વિષયક્રમ


| | પાના નંબર |
|---|---|
| ૧ સમાજ | ૧૨૨ |
| ૨ જિંદગી – મૃત્યુ | ૧૨૮ |
| ૩ સાહિત્ય – કળા | ૧૩૭ |
| ૪ કિસ્મત | ૧૪૪ |
| ૫ ન્યાય | ૧૪૮ |
| ૬ દેશ, રાજ્ય અને રાજકર્તા | ૧૫૨ |
| ૭ ગાંધીજી | ૧૬૨ |

(૮)

# વિભાગ ૪ થો

પ્રકીર્ણ પાનાં ૧૬૫ થી ૧૭૬






૧ થી ૬૫ પાંસઠ વિચાર રત્નો





# રત્નકંકણુ

હે માનવી, પાછું ફરી જોઈશ નહિ. બસ આગળ અને આગળ ચાલ્યો જા! મનમા જરા પણુ સંકોચ ન રાખ. ગમે તે થાય, ગમે તેનો સામનો કરવો પડે, પણુ એમાંથી તારી શક્તિ અનુસાર શુભ મેળવવાની પ્રતિજ્ઞા લઈ ને, એને જ તારો એકમાત્ર મદદગાર માન. એવુ કરવાથી ભૂલો થશે અને ખામીઓ પણુ રહેશે, છતાં તેમાંથી પણુ તું કલ્યાણુને માર્ગે જ આગળ વધીશ.

— ગુરુદેવ

# વિભાગ ૧ લો : સૌન્દર્ય

સૌન્દર્યો પામતાં પહેલાં સૌન્દર્ય બનવું પડે.

— કલાપી



જગતના તમામ ધર્મોમાં ત્યાગધર્મ સર્વથી ઉત્તમ છે.



બે માનવીનાં રૂપ, ગુણ અને સ્વભાવ વચ્ચે કશો જ મેળ ન હોવા છતાં પણ તેમનો યોગ થઈ શકે છે, તો પછી માન્યતાઓ અને ધર્મશ્રદ્ધાઓનો મેળ હોવો જ જોઈએ એવું શા માટે ?



‘હે સાગર, તારી સનાતન ભાષા શી ?’
‘મારી અનંત જિજ્ઞાસા.’ સમુદ્રે જવાબ આપ્યો.
‘હે ગિરિરાજ ! તું સ્તબ્ધ શા માટે ?’
હિમાદ્રિએ જવાબ આપ્યો, ‘મારું ચિત્ત નિરુત્તર છે.’



કર્મફળ મુજબ જેનો જેવો ધર્મ નક્કી થયો છે તે મોડેવહેલે તે માર્ગે જવાનો જ. તેમ કરતાં તેને કોઈ જ અટકાવી ન શકે.



મુક્તિ અને મુક્તપ્રકાશ કદાપિ અપવિત્ર નથી. અપ્રકાશની ગુપ્તતા અપવિત્ર છે ખરી.



પોતાના કે કુટુંબના યા દેશના કાર્યમાં ધર્મનું ઉલ્લંઘન કરીએ તો ઈશ્વર માફી આપતો નથી. જો મહાન હેતુને ખાતર પણ પાપનો આશરો લીધો તો તેનો પસ્તાવો કરવો જ પડવાનો.



ઘણા દેવની આરાધના કરનાર માનવી સદા પ્રત્યેકની પ્રશંસા એ એક જ રીતે કરવાનો. દેવતાઓ પણ એ બધું જાણતા જ હોય છે, પણ તોયે તેથી આનંદ પામતા નથી એમ કોઈ કહી શકશે ?



વાર્તાઓનાં પુસ્તકોમાં નોંધ્યું હોય છે કે કુશળ કારીગરો એવી તો બારીક તલવાર તૈયાર કરતા, કે જેના વડે માનવીના કાપીને બે કકડા કરી નાખીએ તોયે તેની ખબર પડવા ન પામે. પરંતુ જ્યારે તેને હલાવીએ ત્યારે બે કકડા અલગ થઈને પડે.

કુદરતની તલવાર પણ એવી બારીક છે.



દેવતા નવી સૃષ્ટિ રચી શકે છે, પણ ભાંગેલી સૃષ્ટિને આખી કરવાની શક્તિ તેમનામાં ક્યાં છે ?



ઈશ્વર તો આપણને ફક્ત આપી શકે. તે લેવાની પાત્રતા આપણામાં હોવી જોઈએ.



કુદરતનો વાંક કાઢવો ઘણો સહેલો છે. કેમકે કુદરત સામો જવાબ ક્યાંથી આપી શકવાની છે ?



રસ્તાને છેડે મારું તીર્થ નથી. મારું મંદિર તો રસ્તાની બન્ને બાજુ પર છે.



ધર્મનો માર્ગ ખૂબ કપરો છે.



દયા પૂછે છે, "તું છે કોણ ? કેમ બોલતી નથી ?' આંસુવાળી આંખે જવાબ મળે છે, 'મારી કૃતજ્ઞતા.'



ક્રિયાકર્મની કેટલીક જંજાળ મૂઢ માનવીનુ મૂઢપણું સંતાડવાનું એક તૂત છે. એ મૂઢતા તેમને જ મસ્તકે ચડી બેસી તેઓને ઠગે છે.



દુનિયામાં સાધુ–અસાધુમાં ફરક હોય તો તે એટલો કે સાધુઓ કપટી છે અને અસાધુઓ નિષ્કપટ છે.



ગમે તેટલી મુસીબતો આવે, માર્ગ ગમે તેટલો લાંબો હોય, તોપણ શાંત ચિત્તે આપણે તો ધર્મને જ અનુસરવું જોઈએ.



મનુષ્યનું હૃદય એ જ યોગ્ય મંદિર છે. એ જ જગ્યાએ સરાણ પર હથિયારની ધાર ચઢાવવામાં આવે છે. એ જ જગ્યાએ શતસહસ્ર મનુષ્યોની હિંસા થાય છે. દેવમંદિરમાં તો માત્ર એક સાધારણ અભિનય થાય છે.



ધર્મ માનવીની વ્યક્તિગત સાધનાનો વિષય છે. એને કોઈ સમાજની સાથે બાંધી લેવો ન જોઈએ.



ભક્તિને લીધે માનવીઓની સમાનતામાં અડચણ આવતી નથી. ભક્તિ માનવીને ઉચ્ચ સ્થાને મૂકી તેને સમાન બનાવે છે, એટલે સમાન થઈ ને રહેવાનો આનંદ હમેશ મળતો રહે છે. તેનો અંત કદાપિ આવતો નથી, અને તે બેપરવાહીની વસ્તુ બની જતી નથી.



વિધાતા આપણા જીવનની છબી ઝાંખી રેખાઓ વડે ચીતરે છે. તેમનો હેતુ એવો હોય છે કે આપણે પોતાને હાથે તેમાં જરા જરા ફેરફાર કરી મનપસંદ બનાવી લઈ તેને સ્પષ્ટ આકાર આપી લઈએ



ભક્તિ ખાલી હાથે હસતાં હસતાં આવે છે તેને જોઈ અતિભક્તિ પૂછે છે, 'બતાવ જોઉં, તને શું મળ્યું?' ભક્તિએ કહ્યું, 'જે પ્રાપ્ત થાય છે તે તો મનમાં પ્રાપ્ત થાય છે. બતાવી શી રીતે શકું?'

જવાબમાં અતિભક્તિ બોલી, 'હં. મને તો બધું હાથોહાથ મળે છે.'



ભયને તજી દો. પરસ્પરના ઝઘડાને ખંખેરી નાંખી ઉદ્યમી બનો અને પછી તમારા અંતરાત્માને પિછાનો. માનવતાના પોકાર સાંભળો. તમારા ધર્મને અને તમારી શક્તિને ચેતનવંતી કરો.

સમાજ અને વ્યક્તિના પાયા ઉપર ધર્મની ઈમારત ઊભેલી નથી, પણ ધર્મના પાયા ઉપર વ્યક્તિ અને સમાજનો આધાર છે. સમાજને જે ગમે તેને જ જો ધર્મ માનીએ તો એથી નુકસાન સમાજને જ છે. સમાજ જો ન્યાયી ધાર્મિક સ્વતંત્રતામાં અંતરાય નાંખે તો તે અન્યાયી અંતરાયોનું ઉલ્લંઘન કરીને જ સમાજની સેવા કરી શકાય.



જે લોકો કહે છે કે સત્ય એક છે, મતલબ કે એક જ ધર્મ સત્ય છે, અને જેઓ એમ કહે છે કે ધર્મનું એક જ રૂપ સત્ય છે તેઓ ફક્ત "સત્ય એક છે" એટલું જ માને છે, પરંતુ સત્ય અનંત છે તે માનતા નથી. એક અનંત બી અસંખ્ય અનંતોમાં પોતાને પ્રગટ કરે છે. જગતમાં આપણે એ લીલા જોઇએ છીએ.



ધર્મનો જ ફળરૂપ માર્ગ સ્વીકારવો પડશે. પાપને માર્ગે ટૂંકે રસ્તે જવાય છે એવો આપણને ખ્યાલ છે, એટલા માટે જ અધીરાં બનીને આપણે તે તરફ દોડીએ છીએ, પણ ઉતાવળ કરવા જતાં જ સફળતાને ગુમાવી દઈએ છીએ.



ફોગટ મળેલું હમેશ માટે ટકી રહેતું નથી. તેનું દામ આપવું જ પડે છે; નહિ તો ઈશ્વર તે સાંખતો નથી.



ઈશ્વર જ્યારે દયા કરે છે ત્યારે તો કશું જ તે બાકી રાખતો નથી.



પાછું ફરીને જોઈશ નહિ. આગળ ને આગળ ચાલી જા! મનમાં સહેજ પણ સંકોચ નહિ રાખ. ગમે તે થાય, ગમે તેનો સામનો કરવો પડે, પણ એમાંથી પોતાની શક્તિ અનુસાર શુભ મેળવવાની પ્રતિજ્ઞા લઈને, એને જ તારો એક માત્ર મદદગાર માન. એવું કરવાથી ભૂલો અને ખામીઓ છતાં તું કલ્યાણને માર્ગે જ આગળ વધીશ. આમ કરવાને બદલે જો તું બે ભાગમાં વહેંચાઈ જઈશ, અડધો પ્રભુનો અને અડધો બીજાનો, તો આખી બાજી બગડી જશે.



જે દેશથી પર છે અથવા દેશ કરતાં જે મહાન છે તેને જાહેર થવાનો રસ્તો દેશ સિવાય બીજો કોઈ નથી. ઈશ્વર આવી જ રીતે—વિચિત્રતાથી પોતાના સ્વરૂપને જાહેર કરે છે.



જેનો હેતુ સાચો છે એને ઈશ્વર જરૂર મદદ કરે છે.



ઈશ્વરની ઇચ્છા થાય ત્યારે મરવું પણ અઘરું નથી. બચવું પણ અઘરું નથી. સઘળું સહેલ છે. તે માલેક વિના બચાવનાર કોઈ નથી.



હે કુદરત! તું જે કાંઈ કરે તે ભલે કર. માનવ-જીવનને અર્પણ કરેલી શક્તિઓ તારા મુકરર કરેલા સમય સુધીની જ ભેટ છે. ફિલસૂફ હો કે અભણ, રંક હો યા રાજા — ગમે તે હોય, તેને માટે તારી એ ભેટ, તારી મહેરબાનીનું જ પરિણામ છે.



ઈશ્વર એકલો મોઢેથી જ નહિ પરંતુ તમામ શરીર દ્વારા વાત કરે છે.



જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં લાલસા રહેલી હોય છે ત્યાં સુધી તે માર જ ખાય છે. લોભ શત્રુની ગરજ સારે છે અને માનવીમાં ઝેર રેડે છે. આપણો દયાઘન પ્રભુ જ માનવીને સજા કરીને પોતાને હાથે જ તે ઝેર દૂર કરે છે. જે માનવી છેવટ સુધી ઈશ્વરનો માર ખાય છે તે જ છેવટ તો તરી જવા પામે છે.



વિધાતાની દર વખતે નવી નવી પરીક્ષા થતી રહે છે.



ઈશ્વરની આરાધનામાં કઠિન પથ્થર પણ મીણની જેમ પીગળી જાય છે.



ઈશ્વર બધું જ જુએ છે. નિર્દોષના અપમાનમાં પ્રભુનું અપમાન છે.



દેવતા કદાપિ પોતાના ભક્તની સાચા દિલની સેવાનો અનાદર કરે ખરો ?



ભેટ તરીકે બધું જ સ્વીકારી શકાય છે, પરંતુ જો ધર્મ સ્વધર્મ નથી હોતો તો તે રક્ષણ આપતો નથી, બલકે નાશ તરફ લઈ જાય છે.



ઈશ્વરને મેળવવાનો અધિકાર ફક્ત જ્ઞાનીઓને જ નથી. એ તો માત્ર સરળ ભક્તિથી ચંડાળ પણ ઈશ્વરને મેળવી શકે છે.



આ જગતમાં જ્યાં આપણા હૃદયનો ધર્મ જોઈએ છીએ ત્યાં આપણું હૃદય આપમેળે જ કાંઈ પૂછ્યા વિના આત્મ-સમર્પણ કરી દે છે.



રથયાત્રા નીકળી છે. લાખો માનવીઓ શરીરને લંબાવીને પ્રણામ કરી રહ્યા છે. આથી રસ્તો મનમાં વિચાર કરે છે કે માનવીઓ મારી પૂજા કરી રહ્યા છે. રથ વિચારે છે કે આ માનવસમુદાય મને જ નમસ્કાર કરી રહ્યો છે, તો વળી રથમાં ગુકાયેલી મૂર્તિ વિચારે છે કે આ બધી માનવ-દોડધામ તો મારા માટે જ છે.

આ બધું જોઈને ઉપર બેઠેલો પ્રભુ ખડખડાટ હસી રહ્યો છે.





પાંખ વિનાનું પતંગિયું ગુસ્સે થઈને ગુનૂ ગુનૂ ગુનૂ ગુનૂ ગમે તેટલું કરે તોયે અંતે તો મૂર્ખની જેમ ચારે દિશામાં આથડીઆથડીને જ તે મરવાનું.



અજ્ઞાનીઓ સત્યને ચૂંથી કાઢે છે—એકલા આપણા જ દોષમાં નહિ, પરંતુ બધા જ દોષોમાં.



તીક્ષ્ણ બુદ્ધિનાં લોકો સાથે રહેવાથી બુદ્ધિનો લોપ થાય છે. ખંજરને સરાણી પર વારંવાર ઘસવાથી તે પાતળું બની જાય છે અને છેવટે તેનું ફળું જતું રહે છે. ફક્ત તેની મૂઠ કાયમ રહે છે.



જે વ્યક્તિ પાણીમાં પુષ્કળ તરી ચૂકી હોય તેને જ માલૂમ છે કે જમીન પર પગ મૂકવામાં કેટલી બધી રાહત છે.



આકાશને આપણે અસીમ સમજીએ છીએ, પરંતુ એ આપણું માત્ર અનુમાન છે. સ્પષ્ટ રીતે શક્ય છે કે આપણાં

જ્ઞાન, કલ્પના તથા અનુભવ પહોચી નહિ શકે તેવી કોઈ જગ્યા પર કોઈ ને કોઈ સ્વરૂપે તેની સીમા આવેલી હશે.



સૂક્ષ્મ બુદ્ધિનુ લક્ષણ જ એ છે કે તે સુગમ પદાર્થને કઠણ રૂપે જુએ છે જગતમા બુદ્ધિમાન લોક બહુ ન હોત તો કેટલાયે કામો જગતમા સરળતાથી પાર ઊતર્યાં હોત જેમ વિચાર વધારે ને વધારે ઉદ્ભવે તેમ દરેક કાર્યની વચ્ચે અડચણો પણ વિશેષ આવે માણસો વધારે બુદ્ધિવાળા બનીને કરશે શું ?



છેવટે અજ્ઞાન ભારે નુકસાનકારક થઈ પડે છે, કેમકે શિક્ષિત અને મૂર્ખ લોકોને બન્નેને ખોરાક તો સમાન અને તાકાત આપનારો જોઈએ છે એ સાચુ, પરતુ મૂર્ખ લોકો જગતને જરા પણ કામના નથી



ચારે દિશાના હીનતાના ખેચાણની સામે જૂજ માન વીઓ કદી પણ પોતાને પુસ્તકોમાથી મેળવેલી વિદ્યાના પ્રતાપે બચાવી શકવાના નથી જ્યા સુધી બીજા લોકો જગતના બનાવોમા નિયમનુ વડપણ નહિ સ્વીકારે ત્યા સુધી આપણા કેળવાયેલા લોકો પણ તેની અસરમાથી મુક્ત થવાના નથી કેળવાયેલા લોકોને ઊચે લાવવા માટે બીજા લોકોએ ઊચે આવવાનુ નથી, પરંતુ બીજા લોકોને આગળ લાવવામા જ કેળવાયેલા લોકોના શિક્ષણનુ ગૌરવ છે



અંગ્રેજી શિક્ષણનાં ચશ્માંથી આપણે શોભીએ છીએ એ વાત સાચી. પરન્તુ એ શોભામાં આપણી આંખનું તેજ કમી થાય છે એ વાત પણ એટલી જ સાચી.



મહાભારતના ગ્રંથમાં એક કીડો ભરાઈ ગયો. પુસ્તકની બન્ને બાજુ તેણે કોરી ખાધી. પોથી ઉઘાડી જોતાં પંડિતે માથું પટક્યું, 'અરે કીડા, તેં આ કર્યું શું? તારા દાંત તીક્ષ્ણ બને અને તારું પેટ ભરાય તેવો ખોરાક ધૂળમાં ક્યાં કમતી છે?'

કીડાએ શાંતિથી જવાબ આપ્યો, 'અરે! એમાં થઈ શું ગયું? આટલા રોષે શા માટે ભરાઓ છો? તમારી એ પોથીમાં હતું જ શું? માત્ર કાળા ડાઘ. સિવાય હું જેને નથી સમજી શકતો તેને હું રાખ સમજું છું. અને મૂળથી જ તેને કોતરીને તેનો નાશ કરી નાખું છું.'



ધનબળ, શક્તિબળ, આયુષ્યબળ એ સૌ બળો કરતાં ગ્રંથબળ સામાન્ય બળ નથી.



આજકાલ ઘણા બી. એ., એમ. એ., કરે છે. એ બધા ગમે તેટલા આધુનિક હોય, તોયે ઓગણીસમી સદીની નજરબંધી જેમ એ બેઠા છે. એઓના જ્ઞાનની દુનિયા પૃથ્વીના

ગોળા જેવી છે. જાણે અઢારમી સદીના જગત સાથે એ બધા એકતાન થઈ ગયેલા છે.



જે માનવીને વ્યવહારનું જ્ઞાન હોય નહિ તે રસોડાના ચૂલાની આગ સામે જોઈ શકે ખરો ?



જ્ઞાનબળ બતાવવા ખાતર યા પરોપકાર કરવા ખાતર જ નહિ, પરંતુ જ્ઞાનને પચાવી દેવા માટે ચર્ચા કરીને ચિંતન કરવું એ એક પ્રકારની માનસિક કસરત જ છે.





વેપાર કે ધંધો યા પરીક્ષા કે ચાકરી એ સૌમાં નિષ્ફળ જવું છતાં ટકી રહેવું તે, સર્વથી ઉચ્ચ કક્ષાના માનવીઓની અદ્‌ભુત શક્તિનું સૂચક છે.



હરેક પ્રસંગ અંગે તૈયાર રહેવું એ સંસ્કારી માનવીની નિશાની છે. એ અંગે તૈયારી ન દાખવવી એ જંગલી મનોવૃત્તિનું દર્શન કરાવે છે.



પુણ્યનો બદલો પુણ્ય હોય છે.



સભ્યતાને ખાતર પણ માણસની સાથે વાતચીતનો વ્યવહાર રાખવો પડે છે.



હૃદયને હૃદયના નિયમ અનુસાર સમજવાનો ભાર પ્રભુને શિરે છે; પણ જો આપણે એ નિયમને પિછાનીને નહિ ચાલીએ તો અંતે ક્યાંક ગબડી પડીશું.



નિયમ પાળવા તે માનવીઓ માટે છે. અનિયમિતતા દેવતાઓને શોભે પૃથ્વી પર આવીને આપણે નિયમોનુ પાલન કરી તપ કરીએ છીએ તે સ્વર્ગે જઈને અનિયમિત તાના અમૃતનાં અધિકારી બનવા માટે જ. એ સ્વર્ગ કદી કદી પૃથ્વી પર ઊતરી આવે ત્યારે નિયમને તોડી તેને નવાજી લેવું જોઈએ



ગુનો કરનાર હમેશા નિર્બળ હોય છે જે માફી આપી શકે છે તે જ બળવાન ગણાય છે.



પાસાદાર હીરાનો પથ્થર એનુ નામ કેળવણી તેમાથી જે પ્રકાશ પડે તેનુ નામ સંસ્કૃતિ ! પથ્થરમા વજન હોય, જ્યારે રોશનીમાં ઝબકારો !



આવતી મુસીબતને જોઈ ડાબુ અંગ ફરકે તેમા માત્ર અર્થ વગરના કુસંસ્કાર સિવાય બીજુ કશું જ નથી



શિખામણ આપવી ખૂબ સહેલી છે, પરંતુ ઉપાય બતાવવો મુશ્કેલ છે છતા એક રસ્તો છે. ભૂલી ગયા છીએ એવો ભાવ છેવટે બહારથી પણ બતાવવો પહેલા બહારથી ભૂલવા માંડ, પછી અંદરથી પાકું તું ભૂલવા માંડશે. તું જો નહિ ભૂલે તો યાદ રાખ કે બીજાને પણ તું તે યાદ કરાવ્યા કરશે.



અધિકાર મેળવવાની મર્યાદા રાખવી હોય તો અધિકારનો ઉપયોગ સંયમપૂર્વક કરવો પડે છે. જેટલું મળે એટલું લઈને ખેંચાખેંચ કરવી તો કંગાળને જ શોભે. ભોગને ઓછો કરવામાં જ સંપત્તિનું સાચું ગૌરવ રહેલું છે.



## કવિ રવીન્દ્રનાથ ટાગોરના ગ્રંથો



ખોટી આશાને લાજશરમ હોતાં નથી.



જ્યાં સુધી શ્વાસ છે, ત્યાં સુધી નિરાશા પામવી કેમ પાલવે ?



પાણીનો પરપોટો ફૂટી ગયો તો ભલે. જગતમાં બધું જ કાંઈ પરપોટા જેવું નથી.



જો ખરેખરી શ્રદ્ધા હશે તો કપરી સાધનામાં પણ સુખ જડશે.



અંધ આશાએ પોતાની ગતિ અનુસાર કોને નથી દોર્યા ?



ગમે ત્યાં ગમે તે મુસીબત આવે, પણ શ્રદ્ધા અને ભક્તિ અચળ રાખી, ધર્મમાં અડગ રહેજો.



દુનિયામાં કોઈ પણ ચીજનો કદાપિ નાશ થવા પામનો

નથી. એક રૂપે જે ખામી હોય છે તે બીજે સ્વરૂપે લાભરૂપ હોય છે.



પોતામાં રહેલી ચેતનાને ગુમાવવી એનું જ નામ ભાનભૂલા થવું. એવાઓની ગતિ જ જુદી છે. દુનિયામાં જોવા જેવું જે કાંઈ બધું છે તે તેને નહિ દેખાય. તેના હૈયાને છૂપે ખૂણે જઈને તે ગુપ્ત જ બની રહેવાની; પણ તેટલાથી હારી જઈને તમામ આશા તજી દઈ માથે હાથ દઈ બેસવું પોસાય નહિ.



સમસ્ત આયુષ્યમાં એક દિવસ અભૂતપૂર્વ પ્રેમ અને નૂતન સ્વતંત્રતાનો ઉદય થશે. એ અમુક દિન આવશે ત્યારે એક સુંદર અને સુકુમાર બાળકની જેમ આ આખુંયે જગત પ્રેમના ઉલ્લાસથી ભરપૂર બનશે. સુખથી કોઈ કોઈને વંચિત કરી શકશે નહિ. સાંસારિક પ્રેમથી કોઈ કોઈને અલગ પાડી શકશે નહિ અથવા કિલ્લામાં કોઈને પૂરી દઈને કોઈ કોઈને સ્વતંત્રતા વિનાનો પણ કરી શકશે નહિ. એવા એક દિવસે આનંદરૂપ સિતારના તાર વાગશે. અમર વસંતઋતુની અપૂર્વ શોભા ઝલકશે. યુવાનીનો આનંદ આખા જગતમાં ફેલાઈ જશે. મનનાં તમામ દુઃખ, જીવનની તમામ કંગાલિયત તથા સંકટો વગેરે બધું જ ત્યારે નાબૂદ થશે.






એક વાર જવાબદારી લીધી હોય તો તો પછી તેને પૂરી કરવી જ જોઈએ. આપણો અહંકાર ઘવાય તોપણ આપણાથી પાછા ફરાય નહિ. અહંકાર ભલે ઘવાય તોપણ તેની દરકાર વિના આપણે આપણું કર્તવ્ય બજાવતા રહેવું જોઈએ.



વૈરાગ્યના પળવારના આવેશમાં કોઈ કાયમી જવાબ-દારી લઈને બેસવું નહિ.



ખૂબ વાંચી વાંચીને, પુષ્કળ વિચારી વિચારીને માન-વીનાં મન વધારે પડતાં સૂક્ષ્મ બની જાય છે. મનમાં ને મનમાં જે બધા આદર્શ તેમણે ઘડી રાખ્યા હોય છે તે જીવનને પછીથી બંધબેસતા નથી થતા.



જ્યાં સુધી નિંદ જાય નહિ, બંધ થયેલાં ચક્ષુ જ્યાં સુધી ઉઘાડશો નહિ, અંધકારમાંથી માર્ગ કાઢવાની ભાવના જ્યાં સુધી ધારણ કરો નહિ ત્યાં સુધી માર્ગ ક્યાંથી સૂઝે? પહેલાં તમારી નિંદને તજો !



કહેવું સહેલું છે પણ કરવું મુશ્કેલ છે. મોઢની દલીલથી કોઈ ચીજને અમુક પ્રકારની સાબિત કરી શકાય, પણ જ્યારે તે પ્રમાણે કરવાનો વખત આવે છે ત્યારે તે વસ્તુ જુદી જ બની જાય છે.



માણસો પરસ્પર શ્રદ્ધા રાખે એ જ સંબંધ સાચો છે ભક્તિ તો આપણા હક્ક ઉપરાંતની ગણાય



ગમે તેવા નિયમનો પણ ભંગ કોઈક વાર ઓચિંતો થવા પામે છે, પરંતુ તે થાય છે ક્યારે તે કોઈ કહી શકવાની સ્થિતિમા નથી.



મોટો ફેરફાર કરવા માટે મોટી શક્તિની જરૂર રહેવા પામે છે.



સ્વપ્નમાં દેવતા તરફથી માત્ર સૂચન જ થાય છે. તમામ વાતો સ્પષ્ટતાથી કહેવામાં નથી આવતી. એમાંથી અનુભવને આધારે અને તર્કની તાકાત પર બધું સમજી લેવાનુ હોય છે.



પોતાની ભાવના મારફત માનવી પોતાને જે રંગે ચીતરે છે તે રંગો સદા પાકા હોતા નથી, અને અચાનક તે વ્યક્તિ સામાન્ય માનવી દેખાઈ આવે છે.



સુધારા કરતાં શ્રદ્ધા અને ભક્તિ વધારે અગત્યનાં છે.

પહેલાં આપણે એક થઈએ. તે પછી સુધારા તો આપોઆપ તેમાંથી થયા કરશે.



શ્રદ્ધાની નજરે જોવાથી આપણને શું હમેશાં સત્યનાં જ દર્શન થાય છે? શ્રદ્ધાને લીધે તો ઘણી વાર આપણે અસત્યનો પણ વિના વિચારે સ્વીકાર કરી લઈએ છીએ.



આથમતો સૂર્ય પૂછે છે, "મારું કાર્ય ચાલુ રાખવા કોણ તૈયાર છે?"

દુનિયા આખી એ પ્રશ્નથી અવાક્ બની ગઈ.

નમ્રતાથી માટીનું કોડિયું આગળ આવ્યું અને બોલ્યું, "નામદાર, મારી અલ્પ શક્તિ અનુસાર હું એ કામ કરીશ."



એક વાર ધ્યેયથી ભ્રષ્ટ થવાય છે ત્યારે હજારો ઉપાય કર્યાં છતાં પણ ધ્યેયનું ફરી સંધાણ થઈ શકતું નથી. એટલે જ આયુષ્યની શરૂઆતમાં ધ્યેયથી જે ભ્રષ્ટ થયો તે પછીથી કરોડો પ્રયત્ન કરે, ચાહે તેટલી મહેનત કરે તોપણ તે ધાર્યા ધ્યેયને પહોંચી શકશે નહિ.



આયના જેવું મન શુદ્ધ રહે એ જ ઇચ્છવું યોગ્ય છે. તેના ઉપર વ્યક્તિના સાચાજૂઠા અભિપ્રાયોનાં પડ સદા માટે ચડાવી દેવાનો કશો અર્થ નથી. એમ કરવા જતાં તો હરેક નવી પળનાં ચોખ્ખાં પ્રતિબિંબ તેમાં પડે જ નહિ.








## સત્ય સામે બળ કદી ટકી શકે ખરું?



અસત્યભરી ગુલામીમાંથી અને નીચતાના હુમલાઓ-માંથી છૂટવું તેનું નામ છૂટાપણું.



સંસારનાં તમામ અસત્યો હટી જાઓ અને પરિપૂર્ણ સત્ય સૌની જિંદગીમાં સ્વચ્છ સ્વરૂપે પ્રગટ થાઓ!



કોઈ પણ સત્યનું હરગિજ અવસાન થઈ શકતું નથી.



એક સત્ય શું હજારો અસત્યોના કરતાં ઉચ્ચ સ્થાને નથી?



સત્યને જ તમામ સુખ, સંપત્તિ અને સમાજ કરતાં ચડિયાતું ગણીને જિંદગીને હંમેશને માટે સાર્થક કર અને એક માત્ર પ્રભુ ઉપર શ્રદ્ધા રાખીને કસોટીમાંથી પસાર થઈ જા.



તમામ બિનજરૂરી મોહ અને કૃત્રિમતાથી મુક્ત બની સત્યને સ્વીકારી લો.



જીભથી જે શબ્દો તુરત સ્ફુરે અને જે હાસ્ય આપ મેળે રજૂ થાય તે જ સાચું. આકાશમાં જેટલી રોશની જડે અને ઝાડ ઉપરથી જેટલો પડછાયો પડે તે જ સાચું.



—જે સરલ હોય છે તે જ સત્ય સમજે છે.



સત્યનું ચિત્ર સાફ સ્વરૂપે ન દેખાય ત્યાં સુધી લોકો આત્મસમર્પણ કોની સમક્ષ કરે? ન જોઈ શકતા હોય તેમને દેખાડવું એ જ આપણું જીવનકાર્ય છે.



માનવીનો સત્ય સાથેનો સાચો સંબંધ ભક્તિનો છે. એ સંબંધ માનવીને નમ્રતા આપે છે; પરન્તુ એ જો નમ્ર બનાવવાને બદલે માનવીને અહંકારી અને ઉદ્ધત બનાવે તો એ સત્યની સરખામણીમાં માનવી ફક્ત પોતાની ક્ષુદ્રતા જ જાહેર કરે છે.



—સત્યને જાહેર કરવું એ જ સત્ય મેળવવાનું છેવટનું શિક્ષણ છે.



સત્યનાં દર્શન થતાં જ તેની સમક્ષ આત્મસમર્પણ કરવું જ પડે. તે સિવાય કોઈ બીજો માર્ગ નથી.



દરવાજો બંધ કરી ભ્રમને હું અટકાવી રહ્યો છું. તો સત્ય પૂછે છે, "ત્યારે હું અંદર શી રીતે દાખલ થાઉં ?"



ફોકટ વસ્તુને સત્ય તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરવો એ પોતાનું જ ગળું દબાવવા બરાબર છે. એ આત્મહત્યામાંથી ઊગરવું જ જોઈએ.



સત્યના બળ ઉપર જેઓને શ્રદ્ધા છે તેઓ તેમની પોતાની જબરદસ્તીને અંકુશમાં રાખે છે. બહારના લોકો બે-ચાર દિવસ ખોટું સમજે તો તેથી શું મોટું નુકસાન થઈ જવાનું છે ? પરંતુ કોઈ મામૂલી સંકોચને લઈને સત્યનો સ્વીકાર નહિ કરી શકીએ તો તેનાથી પારાવાર નુકસાની ભોગવવી પડે છે.



જે કહેવાનું હોય તે સ્પષ્ટ રીતે કહી દઈને તે પછી જે સૂર ટકી રહે તે જ આપણો સાચો સૂર બનવો જોઈએ. તે પછી માફી માગવાપણું ન રહે.



પોતે સત્યનો સાથેસાથ પ્રામાણિક ભાવે સ્વીકાર કરે છે એની માનવીએ પરીક્ષા આપવી જ જોઈએ. એનાં પરિણામ ખમવા અને એની સજા ભોગવવા એણે તૈયાર જ રહેવું જોઈએ. કિંમત ચૂકવ્યા વિના રત્ન પ્રાપ્ત થાય એ પદ્ધતિએ સત્યનો વેપાર નથી ચાલતો.



વિજય એ ધ્યેય છે? જૂઠાણાની ખેતી કરીએ ત્યારે, પગ નીચેની ધરતીને ખોદી ખૂંદીને છેક ધૂળ બનાવી દઈએ ત્યારે એ વિજયરૂપી પરિપાક મળે ? સત્ય તો ઝાંખરાની જેમ આપોઆપ ઊગી નીકળે છે. તેમાંથી ફળ મેળવવાની આશા શું કીડા અને પતંગિયાંઓ જ રાખતાં હશે ?



મિથ્યાને સત્ય તરીકે પકડી રાખવાનો પ્રયત્ન કરવો એ પોતાનો જ નાશ કરવા સમાન છે.



ઇચ્છા વસ્તુમા એક સત્ય રહેલુ છે અને તે એ કે જે કાંઈ સુખ આપનારું હોય તે બધાંને મળવું જોઈએ.



સધવાના પતિવ્રતમાં અને વિધવાના બ્રહ્મચર્યમાં કેવું અપૂર્વ કવિત્વ રહેલુ છે, એ વસ્તુ રોજ રોજ ઉત્તરોત્તર વિચારક પુરુષો ચડતે સ્વરે કહેતા રહે છે. એ ઉપરથી સમજાય છે કે જીવનમાં આ જગ્યાએ, કાંઈક રીતે સત્ય

અને સુંદર વચ્ચે વિચ્છેદ પડી ગયો છે. હવે શું માત્ર સુંદરની દુહાઈ દીધે સત્ય પાછું મળશે?



એક વ્યક્તિ એક દિશામાં કાર્ય બજાવતી હોય તો તેને બીજી દિશાનું સત્ય અલ્પ જ લાગવાનું. નહિ તો તે પોતાની દિશામાં કાર્ય બજાવી ન શકે.



આ અનિશ્ચિત સંસારમાં એક જ વાત માત્ર નિશ્ચિત છે: દુનિયામાં સઘળું વ્યર્થ છે. બધું જ માયાથી ભરપૂર છે. ફક્ત સ્વપ્ન જ સત્ય છે. બીજું કાંઈ જ સત્ય નથી.



દેશની સેવા બજાવવા હમેશ તૈયાર રહીશ, પરન્તુ વંદન તો એ જ સત્યને કરીશ કે જે દેશથી ખૂબ ઉચ્ચ સ્થાને બિરાજમાન છે.



સત્યનુ જ્યારે દર્શન થવા પામે છે ત્યારે તેમાં ગમે તેટલો અભાવ હોય–અપૂર્ણતા હોય–તોપણ તે આપણા આત્માને સંતોષ આપે છે. તેને ખોટા સાજ સજાવવાની ઈચ્છા જ રહેતી નથી.



દયાની લાગણી જ શું સાચાખોટાનો વિચાર કરવાની શક્તિને વિકૃત કરી નાખતી નથી? દયા કરવાનો જેમ આપણને વધારે ઉમળકો થઈ આવે છે, તેમ સ્વચ્છ મનથી સત્યને

જોવાની આપણી શક્તિ ઓછી થતી જાય છે; અને ધૂમાડાથી જેમ અગ્નિ ઢંકાઈ જાય તેમ દયાના ધૂમાડાથી સાચી વસ્તુ ઢંકાઈ જવા પામે છે.



સ્વપ્ન કહે છે, "હું સ્વતંત્ર છું. નિયમોનાં બંધન પાછળ હું ઘસડાતું નથી.'

'તેથી જ તું ફોગટનું છે'—સત્ય જવાબ આપે છે. સ્વપ્ન ફરી કહે છે, 'તું અનંત બંધનોમાં જકડાયેલું છે.' 'તેથી જ સૌ મને સત્યને નામે પિછાને છે.' સત્ય તરફથી શાંત જવાબ મળ્યો.



સત્ય અને કર્તવ્યને નામે પારકાની ખામીઓ તરફ ઘૃણા પ્રગટ કરવા અને તેને શિક્ષા કરવા આપણે જ્યારે તૈયાર થઈ જઈએ છીએ ત્યારે સત્ય અને કર્તવ્યનું પાલન આપણને ઘણું સરલ જણાય છે.



—ફક્ત માયા જ સહેલ છે. સત્ય તો હમેશ મુશ્કેલ હોય છે.



—ખૂબ લાંબું બોલે તે ખૂબ જૂઠું બોલે.



સત્યને જવાબદારી હોતી નથી. આપણા અવિશ્વાસની તે મજાક ઉડાવે છે.



સત્ય હકીકત માનવી વાર્તામાં સદા લપેટીને કહેતો આવ્યો છે.



સત્ય સદા સૌને લાગુ પડવું જોઈએ, નહિ તો એ કદાપિ સત્ય ગણાય નહિ.



જે સત્ય આજે નવા વેષમાં ક્રાંતિ લાવે છે તે જ સત્ય પુરાતન વેષમાં આશ્ચર્ય પણ ઉત્પન્ન કરતું નથી. આજે જે જે વાર્તા એક અતિ સામાન્યને પણ પરિચિત છે, તે બધી એક વાર મોટા મોટા પંડિતો માટે પણ બાધા રૂપ હતી.



મિત્રને જેટલે અંશે સત્ય રીતે પિછાનીએ તેટલે અંશે તે આપણને આનંદ આપે છે.



કોઈ પણ સત્યમાં જ્યાં આપણો આનંદ નહિ હોય ત્યાં આપણે તે સત્યને માત્ર જાણીએ છીએ, તેને મેળવી શકતા નથી. જે સત્ય યથાર્થ સત્ય છે, તેમાં જ પ્રેમ હોય છે, તેમાં જ આનંદ પણ હોય છે.





— પ્રત્યેક કાર્યમાં સાવચેતી રાખનાર ખાસ દુઃખી થતું નથી.



સુખ માટે ક્ષત્રિય તૃષ્ણા રાખતો નથી. તેને તો વિજયનો મોહ હોય છે.



ભારે આઘાત લાગતાં અંગ જડ બની જાય છે અને પહેલાં તો વેદના જણાતી નથી.



દુઃખ માનવીને કસે છે.



દુનિયાનાં દુઃખો હસીને હળવાં કરવાની શક્તિ સૌમાં નથી જણાતી.



માથું દુઃખતું હોય તો તેને કાપી નાંખવાથી દુઃખ દૂર નહિ થાય. તેને દૂર કરવા સ્વસ્થ બનો—બળવાન થાઓ.



કોણ પાછું પડે છે અને કોણ આગળ વધે છે તે

ફક્ત અંતરાત્મા જ જાણે છે. આપણે બહારના દેખાવ પરથી ન્યાય કરી નકામા દુઃખી થઈએ છીએ.



દુઃખની સાથે સુખ પણ જોડાયેલુ છે.



જગતમાં જો ગુનેગાર જ થવું પડતું હોય તો પછી ગુનેગારની શરમ જ શા માટે ભોગવવી ? ગુનાનું સુખ જ શા કારણે ગુમાવી દેવું ?



દિલમાં વેદના જ્યારે વધી ગઈ હોય છે ત્યારે એક નાનકડો આઘાત પણ મોટો થઈ દુઃખ ઉપજાવે છે.



જ્યાં પ્રેમ છે ત્યાં જ દુ:ખ છે. દુઃખને ઓછુ કરવા રુદનને માર્ગે બે કદમ ચાલો, દુઃખ હળવું થઈ જશે. દુઃખને પણ તેનુ માધુર્ય છે. દુઃખને એક વાર પી જાઓ અને પછી તેનું બળ જુઓ.



દુઃખ મારફત જે મુક્તિ મળે છે તે મુક્તિ દુ:ખ કરતાં મહત્ત્વની હોય છે.



નબળાઈ બતાવનારાઓ કોઈ દિવસ સ્નેહ યા સુખ પામતા નથી. દરેકે પોતાની શક્તિ અનુસાર કરી છૂટવું જોઈએ. આગની જ્વાળા ચારે દિશામાં જ્યારે ફેલાય છે ત્યારે જ શાંતિ પ્રાપ્ત થાય છે.



દુઃખ જ સૌને તેના માર્ગ પર અડગ રાખે છે. જ્યાં વેદના હોય ત્યાં જ હાથ પડે છે.



સુખ સૌના હાથમાં છે. એનો ઉપભોગ એવી રીતે કરો કે બીજાને તેની અદેખાઈ ન આવે.



જગતમાં શેતાનની ઉપર શ્રદ્ધા રાખવી અને ભૂતથી ડરવું એ બન્ને સમાન છે. આનું પરિણામ એ આવે છે કે રોગનો ઉપાય કરવાનું મન જ નથી થતું. જેમ ભય ખોટો તેમ ભૂવો પણ ખોટો—બંને મળીને આપણને મારે છે.



અજ્ઞાનનું દુઃખ જ અસહ્ય બને, કેમકે તે દુઃખ અસ્પષ્ટ હોય છે.



એક દિન ઓચિંતો વંટોળ આવતાં જેઓનું પતન થઈ જાય છે તેઓ હૃદયના એવા જ બીજા વેગમાં ફરી ઉપર આવી શકે છે.



વખત આવ્યે નરકની વેદના પણ સહન કરવી પડે.



વેદના વગર પાપ દૂર થઈ શકતું નથી.



જગતમાં જેઓ પોતાની જિંદગીનો માર્ગ હિંમતથી નક્કી કરી શકયા છે તેઓ જ સુખી થાય છે. જે અભાગીને આ પણ ગમે અને તે પણ ગમે, જે બેમાંથી એકને છોડી શકે નહિ, તે આગળ વધી શકતો નથી. રખડતા કૂતરાની જેમ તે માત્ર હવાતિયાં મારે છે.



જોઈને દિલમાં આગ લાગે તો ભલે લાગે, પણ જોયા વિના તો ન ચાલે.



તમે જાગ્રત હો તો દુઃખ આવે જ શેનું? જેટલાં જેટલાં દુઃખ છે એ બધાં ખરાબ સ્વપ્નાં જેવાં છે. ગાઢ નિદ્રામાં જ બધાં સ્વપ્ન ઊભરાય છે.



દુઃખ સૌએ પોતાનું જ ઊભું કરેલું છે. દુઃખની ઉત્પત્તિ આપણામાં જ છે. આપણી નબળાઈઓ અને આપણાં પાપોને પરિણામે જ આપણે માર ખાઈએ છીએ.



દુઃખ આવે ત્યારે સહન કરી લીધા વિના છૂટકો નથી. પ્રભુના ઘરનો ફટકો આવે ત્યારે છટકવાનો પ્રયાસ કરવો નકામો છે.



સુખ અને ભોગની બધી તૈયારી નકામી છે



આપણે આપણી મરજીથી જે કષ્ટ સ્વીકારી લઈએ છીએ તે કષ્ટ રહેતું નથી



દુઃખની વખતે જગતની અનેક મહાન અને ઉત્તમ ચીજોનો પરચો થાય છે આપણા દુઃખનો દિલાસો પ્રભુએ કયા અને કેવી રીતે રાખેલો છે તેની આપણને ખબર ન હોવાથી જ આપણે દુઃખી થઈએ છીએ.



સંજોગો અનિવાર્ય હોય તો તેનું દુઃખ પણ અનિવાર્ય હોવું જોઈએ



પૈસો વસ્તુ સારી નથી એનાથી મન દબાઈ જાય છે. મન જ્યારે સ્વતંત્ર હોય છે ત્યારે તે સામ્રાજ્ય ભોગવતું હોય છે, ત્યારે તે પોતાનું સુખ પોતે પેદા કરી શકે છે, પરંતુ પૈસો જ્યારે સુખને પેદા કરવાની જવાબદારી ઉઠાવે છે ત્યારે મનને કંઈ કામ રહેતું નથી તે વખતે મનના સુખની જગ્યા ભભકા અને દાડધામથી ભરપૂર બની જાય છે સુખને બદલે પછી આમૂલી સામગ્રી મળવા પામે છે



જેનો રક્ષણકર્તા સમર્થ છે તેનું સર્વ પ્રકારે કલ્યાણ જ થાય છે



સુખ કોઈ બાબતમાં નથી. હિંસામાં સુખ નથી. રાગ-દ્વેષમાં સુખ નથી. પ્રભુતા મળે તો તેમાં પણ સુખ નથી.



દુઃખ એ પાપનું ફળ છે એમ કોણે કહ્યું ? ધર્મનું ફળ પણ દુઃખ હોય છે. કેટલાયે ધર્માત્મા જેવા પુરુષોનાં જીવન દુઃખમાં પસાર થાય છે. ધર્મનું ફળ સુખ જ હોય એવો નિયમ નથી; ધર્મનું ફળ ધર્મ જ છે.



આંધળું માણસ કાંઈ પણ ભૂલી શકતું નથી. તેને કાંઈ દુનિયા નથી. તેને તો એક માત્ર મનને પકડીને બેસી રહેવાનું હોય છે.



દેખવાથી જેટલું કામ સારું થાય એટલું જ જોવાને બદલે આંખ તેથી ઘણું વધારે જુએ છે. અને આંખો જ્યારે ચોકીદારનું કામ કરે છે ત્યારે કાન આળસુ બનીને પડી રહે છે–એણે જેટલું સાંભળવું જોઈએ તેટલું પણ એ સાંભળતા નથી. ચંચળ આંખો જતાં બીજી તમામ ઇન્દ્રિયો પોતપોતાનું નિત્યકર્મ શાંત અને સંપૂર્ણ ભાવે કરવા માંડે છે.



દુનિયામાં આપણી સગવડ પ્રમાણે કશુંયે બનતું નથી. બનાવો પણ શિકારી વાઘની જેમ પહેલાં તો માલૂમ પણ નહિ પડે તે રીતે દબાતા દબાતા, ધીરે ધીરે બને છે, અને પછી એકદમ ઓચી પર ઓચિંતાના આવી પડે છે. તેના

સમાચાર પણ પહેલાં તો અગ્નિની માફક દબાઈ રહે છે, પરંતુ પછી ભડભડ કરી ઓચિંતાના ભભૂકી ઊઠે છે. તે વખતે તેને કાબૂમાં રાખવાનુ કામ બિલકુલ અશક્ય હોય છે. તેથી કોઈ કોઈ વખત એમ થાય છે કે કર્મ માત્રનો ત્યાગ કરી એકદમ જડ બની જવામાં જ માનવીનો ઉદ્ધાર છે.



આપણે બધાં સુખદુઃખને સંસાર કે શાસ્ત્રના નિયમ પ્રમાણે ગમે તે એક સારુંમાઠું નામ આપી પતાવી દઈએ છીએ; પણ અંધકારના અંતરને તાણી જાય એવું આજે એક વેદનાનું ઝરણું–રુદન વહી રહ્યું છે એનું કોઈ નામ હશે ખરું?



માનવ-હૃદયમાં વિશાળ રુદ ક્યાં આગળ સમાઈ રહેતુ હશે એ સમજાતું નથી.



ધર્મને માર્ગે ચાલવું વિકટ કાર્ય છે. એ કાંઈ એકલા હૃદયને પંપાળી રડ્યા કરવાનું નથી. દુઃખને આવકારતાં જે ડરે છે તે કાયર છે. એવો માણસ બીજાંને દુઃખ દેવા શા માટે ધરતી પર અવતરતો હશે?



જગતનો નિયમ 'નીતિસંગ્રહ ભાગ એક'ના જેવો સાદી ભાષામાં લખેલો સરલ શિખામણસંગ્રહ નથી. અહીં તો ક્રૂર મશ્કરીઓ કરવા વચમાં આવીને શેતાને નીતિના તમામ સિદ્ધાંતોને ગૂંચવાવી દીધા છે. એને લઈને હરેક

સમયે નક્કી કીધા મુજબ પ્રત્યેક કર્મનું ફળ સારું જ આવતું નથી; અણધારેલી કાંઈક ગડબડ ઊભી થાય છે.



શાંતિ—સુખ તો મનુષ્યના હૃદયમાં છે. લોકને તે સુખની ખબર નથી. ભગવાને આ અમૃત માટીની મટૂકીમાં ભરી રાખ્યું છે, પણ તે અમૃત છે એવો કોઈને વિશ્વાસ બેસતો નથી. અથડાઈને મટૂકી ફૂટી જાય છે અને તે પછી ઘણા દિવસ બાદ, અમૃતના એકાદ બિંદુનો સ્વાદ મળે છે. આવી અજબ ચીજ બહુ સંભાળથી રાખી મૂકવી જોઈએ.



નદીનો એક કિનારો નિઃશ્વાસ નાખી જણાવે છે. 'સામે જ કિનારે તમામ સુખ છે એની મને ખાતરી છે.'

નદીનો સામો કિનારો ઊંડા નિસાસા સાથે કહે છે, 'જગતમાં જેટલું સુખ છે તે સઘળું પેલે સામે જ કિનારે છે.'



દુઃખથી સૌ ડરી જાય છે, પણ અંતરના અવાજને પિછાનતાં શીખવું જોઈએ.



બીજાને ગુનેગાર ગણવામાં જે સુખ છે તેના કરતાં ગુનો મનમાં રાખવાનું દુઃખ વધારે છે.



દુઃખના વંટોળ વખતે ફક્ત એક મામૂલી આંચકો જ તમામ અંતરને દૂર કરી દે છે અને આઘે આઘે વસનારા-

ઓને એકદમ પ્રવાહમાં ખેંચી જઈને એક જ નાનકડા ભાઠા પર એકઠા કરી દે છે.



અશક્ય પણ શક્ય બને છે અને સહન નહિ થતું પણ સહન કરી લેવાય છે.



સૌનાથી જુદા પડી રહેવાનો પ્રયાસ નાના ગામડામાં ફોગટનો છે. ઘવાયેલાં હૃદયને એક ખૂણાના અંધારામાં લઈ જઈને એકાંતમાં તેની માવજત કરવાનો સમય મળતો નથી. ગમે ત્યાંથી બધાની તીક્ષ્ણ, કુતૂહલભરી નજર આવીને તે ઘા ઉપર પડવાની જ.



દૈવી આનંદનો બોજ જેને શિરે ઈશ્વર નાખે છે, તેના અંતઃકરણને અપાર વેદના થવા પામે છે. તેને હંમેશાં ઉજાગરા ભોગવવા પડે છે. અગ્નિની માફક દેવતાનું દાન ચિત્તમાં ઊંચી જ્વાળા સળગાવીને હૃદયને દગ્ધ કરે છે.



સાચે જ જે ગંભીર છે અને કાયમી છે, તેમાં પ્રયાસ અને મુસીબત વગર માનવી પોતાને ચકચૂર રાખી શકે છે. તેથી જ તેના ગૌરવની આપણને સમજણ પડતી નથી; પરંતુ જે ચંચળ છે, કેવળ છળકપટ છે, જેની તૃપ્તિમાં સહેજે સુખ સમાયેલું નથી, તે આપણને તેની પાછળ એક શ્વાસે ખૂબ દોડાવતું રહે છે, તેથી આપણે તેને પરમ વાંછનીય માની બેસીએ છીએ.



સંસારમાં સુખની જગ્યા જ સૌથી વિશેષ સાંકડી છે. કોઈપણ સ્થળે સંપૂર્ણ વિઘ્ન વિના સુખને જાળવી શકાતું નથી.



અમૃતનો ઓડકાર એ કાંઈ સુખ યા સંતોષ નથી; એમાં શાંતિ નથી, આરામ નથી. અમૃતનો ઓડકાર ધરાવે છે કઠોર વ્રતનો માર્ગ.



મુશ્કેલી આવે, તો છો આવે; પરંતુ પ્રગતિનો માર્ગ તજવામાં આપણું કલ્યાણ નથી જ.



માથે પડેલી આપત્તિ જ માનવીને સૌથી મોટી લાગે છે. તે સિવાય બીજી કોઈ આપત્તિ એને સહેલાઈથી યાદ નથી આવતી.



આ ચરાચર જગતમાં બધું જ સત્ય છે, માટે બધા જ વિષય આપણા જ્ઞાનના વિષય છે. બધું જ સુન્દર છે, માટે બધી જ સુંદરતા આપણા આનન્દની સાધનસામગ્રી છે.



દિલ ગમે તેટલું ખિન્ન હોય તોયે કર્મચક્ર તો ચાલ્યા જ કરવાનું.



શોક અને દુઃખથી ભરેલા આ જગતમાં આંસુ કાંઈ આશ્ચર્ય પમાડનારી ચીજ નથી.



જેઓ શાંતિથી સહન કરી શકે છે તેઓ ખૂબ ગંભી-રાઈથી ઘાયલ થાય છે.



જેટલે અંશે શોક પોતાનો રહે છે તેટલે અંશે તેમાં એક પ્રકારનો કુદરતી સંયમ રહેલો છે. જેટલે અંશે તે બીજા સમક્ષ જણાવવો પડે છે તેટલે અંશે તે સંગતની હદ ઓળંગે છે. પારકાના જડ ચિત્તને પોતાના શોક મારફત ડોલાવવાની કુદરતની ઇચ્છાથી તેનો પ્રયાસ અકુદરતી બની જવા પામે છે.



નુકસાની યા દુઃખના પ્રકારથી એક માનવીના જીવન ઉપર કેવી અસર થવા પામે છે તેની પરીક્ષા જગતના મુક્તિ-માર્ગમાં નડતર મૂકીને કરી લેવાય છે. કસોટીમાંથી જે પાર નથી ઊતરતા તેમને કિંમત વિનાના ગણીને બાજુએ ફેંકી દેવામાં આવે છે.



સારું–નરસું, કડવું–મીઠું એ બધાંનો મેળ કરતું જગત પોતે જ સ્વર્ગ છે.



સત્ય જ આનન્દભર્યું સુખ છે. સત્ય જ અમૃત છે.



ઉદાસીનતા હૃદયને માટે મૃત્યુ સમાન છે.



સુખદુઃખને માત્ર લેખાં કરીએ તો તેનો બોજો ભારે થઈ જાય છે.



# વિભાગ ૨ જો : સ્નેહ



જગતની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી.

— સુન્દરમ્




માનવીને સ્વતંત્ર છોડી દો, અને તે તેનો વિકાસ પોતાના અનુભવે પોતાની જાતે જ કરી લેશે. શિસ્ત તેના આત્માના સ્વતંત્ર વિકાસમાં નડતર સમાન છે.



માનવીનું મન સ્વાર્થી છે.



આગેવાનીમાં પણ એક પ્રકારનો ઉશ્કેરાટ રહેલો છે. માનવી ઉપરના માનવીના સર્વોપરીપણાનો નશો ગજબનો હોય છે. અસંખ્ય ઈન્સાનોની જિંદગી ઉપર તથા ખૂબ વિશાળ ઇતિહાસની ફરતે પોતાનો પ્રભાવ ફેલાવવાનો નેપોલિયનને પણ કેટલો બધો મોહ હતો ? એક સામાન્ય હોલમાં બેઠેલા એક સામાન્ય સરનશીનને પણ પોતાની નાનકડી ટોળીના વડપણનો નશો તે જ પ્રકારનો હોય છે. સામાન્ય મિત્રતાનાં બંધનમાં પોતાની ફરતે મુફલિસ મિત્રોની મંડળી ભેગી કરીને તેમની ઉપર વડપણ ભોગવી તેઓ પાસેથી વાહવાહના સૂર કઢાવવાથી એક પ્રકારના જંગી ઉશ્કેરાટને પોષણ મળે

છે એટલા જ કારણે સંખ્યાબંધ માનવીઓ વૈભવનો નાશ, કરજ, કે કલંક પણ સ્વીકારી લેવા તૈયાર થઈ જાય છે



અંધ માનવીમા અનુભવવાની શક્તિ ઘણી વિશેષ હોય છે.



માનવીએ પોતે પોતાની સાચી જાતને પિછાનવી એ સહેલ વાત નથી. એક જ દોરી, કે જે જીવનના વિધવિધ અનુભવોને ગૂંથે છે તે પકડમાં આવી આવીને છટકી જાય છે.



જે માનવીઓ ઈશ્વરના દૂતો અને ધર્મગુરુઓ બની આવે છે, દુનિયામાથી જેઓ પાપનો નાશ કરી મનુષ્યોને સારા અને પવિત્ર કાર્યો કરવાની પ્રેરણા પાય છે તેઓ માનને પાત્ર છે.



માનવીને નહિ સમજાય તેવી વાતોથી હસવુ જ આવે જો સમજાય તો તો ચૂપકીદી પકડી તે વિચાર કરતો જ થઈ જાય.



માનવીનું મન સદાકાળ માટે તેને વશ રહી શકતું નથી કોઈ કોઈ વાર તેને પણ સામાન્ય માનવીઓને સાથ આપવો પડે



માનવીનુ મન જેને હંમેશ અડગ ધારીને નિશ્ચિત રહે છે તે પણ ડગે છે એ પહેલેથી સમજી લેવુ જોઈએ



ધરતી ઉપર જોવા જેવા માનવીનો તોટો કદાપિ ન દિસે, છતા તેમને અનુકૂળ સ્થળે જોવાનું તો ક્વચિત્ જ બને છે



માણસો નહિ હોય તો એકાંતની કિંમત પણ ઓછી થઈ જઈ તેનો સ્વાદ ઊતરી જાય.



સોનાની માપપટ્ટી – તેનું નામ વ્યક્તિનું નવયૌવન! પારસમણિ-તેનું નામ વ્યક્તિનો પ્રેમ!

અક્ષય કલ્પવૃક્ષ – તેનું નામ વ્યક્તિની પોતા પરની સંગીન શ્રદ્ધા!



માનવીઓને પ્રભુએ જો હજુ બે વધુ હાથ આપ્યા હોત તો કેવી ગમ્મત પડત!



મનુષ્યસમાજમાં દિલની લાગણીઓને જરા વિશાળ સ્વરૂપ આપીને દર્શાવવી પડે છે.



અસંખ્ય ફલપ્રાપ્તિથી યુક્ત આ મનુષ્યજન્મ છે.



માનવીને કાંઇ ને કાંઈ નશો તો જોઈએ જ.



સારા માનવી બનવું એમાં કાંઈ મહેનત પડતી નથી.



કેટલીક વાર જ્યાં બે માનવી વાત નથી કરી શકતા ત્યાં ત્રણ હોય તો વાત કરવી સરલ બને છે.



માનવહૃદય કાંઈ માટીનાં ઢફાં જેવું નથી કે આપણે ફક્ત તે ઉપાડી લઈએ તેટલાથી જ તે આપણું થાય.



માનવીને પોતાની જાતને માટે તો ખાતરી હોવી જ જોઈએ. બધી જ ઘાતકી શકયતાઓને મન પાસે રાખી કાયમને માટે પોતે તૈયાર બનવું જ જોઈએ.



માનવી જિંદગીમાં જે કાંઈ ગુમાવી બેસે છે તે બધાં કરતાં યે માનવી જાતે અનેક ગણો મહાન છે. તેના અશ્રુ-સાગરને પણ કિનારો હોય છે એટલે જ તે રડે છે, નહિ તો તે રડત જ નહિ.



મોટા ભાગના માનવીઓ સ્પષ્ટ રીતે હિમ્મતથી હા યા ના કહી શકતા નથી.



ખરેખર માનવીને પિછાનવો ઘણો મુશ્કેલ છે!

પણ આપે છે. એ પ્રભુને ભૂલીને જો મંતર અને મતની ઉપર માનવી માનવીના મેળની જવાબદારી મૂકીશું તો કેમ ચાલશે ?



માનવીની માનવી તરીકે કિંમત છે એ જ એક મહાન સત્ય છે. બાકી માનવી માનવીની વચ્ચે જેને લીધે ઝઘડા થાય છે, કંકાસ થાય છે તે બિલકુલ અસત્ય છે.



આપણે રાજા સમક્ષ માથું નમાવી દઈએ છીએ અથવા તો આપણે જુલમીનો દોર સહન કરીએ છીએ એમ માનવું એ એક ભૂલ છે. આપણું માથું નમાવીએ છીએ તે રાજાને નહિ, પરન્તુ આપણા પોતાના જ ભયને. આપણા જ લોભની જાળમાં આપણે ફસાઈ પડેલા છીએ. આપણે આપણી જ મૂઢતાના ગુલામો છીએ.



પોતા પાસે જે કાંઈ સત્ય છે, જે કાંઈ ઉત્તમ છે તેનું રોજ રોજ દાન કરી શકાય એવું અનુકૂળ હૃદય મળવું એ માનવીનું મોટામાં મોટું સદ્ભાગ્ય છે.



માનને પાત્ર માનવી તરફ જો તમે માન નહિ દાખવી શકો તો ભલે, પરંતુ તેની મજાક કરવાની ક્ષુદ્રતા તો ન જ બતાવો.



મુક્તિ એ જ માનવીની સહુથી મોટી વસ્તુ છે. કોઈ ચીજ એની બરાબરી ન કરી શકે.



માનવી માટે આત્મસમર્પણમાં જ વિશાળ આનંદ રહેલો હોય છે. પોતાનો સર્વનાશ કરવામાં જ પોતાનો સર્વશ્રેષ્ઠ આનંદ રહેલો છે.



હરેક માનવી જો પોતાની મર્યાદાનું રક્ષણ નહિ કરે તો જાણ્યેઅજાણ્યે તે પોતાની જ ખરાબી કરી બેસે છે, એટલું જ નહિ પરન્તુ બીજાઓનું ભલું કરવાની તેની શક્તિ પણ તે ગુમાવી દે છે. સંસર્ગને લીધે હૃદયની જુદી જુદી માગણીઓ એવી બળવાન બની જાય છે કે તે જ્ઞાન, નિષ્ઠા, તથા ભક્તિને પણ અસ્વચ્છ કરી દે છે.



શરમાવું એ નબળાઈની નિશાની છે. કેટલાક માણસો પોતાના પિતાનો પરિચય આપતાં પણ શરમ અનુભવે છે.



સહજને સહજ રાખવું હોય તો માનવીએ કઠણ બનવું પડે.



મોટા ભાગના માનવીઓ બહારથી ભલા અને સારા દેખાવાના ઢોંગ કરીને બનાવટી રીતે જીવે છે.



પોતાના જ મનને પિછાનતાં પણ માનવીને વખત લાગે છે.



હળાહળ ઝેર શરીરમાં જતાં પાંચ પળમાં તેનું છેવટનું

મનુષ્યો જ્યારે એકબીજાથી છૂટાં પડે છે ત્યારે વિયોગને અંતે અસલ સ્થિતિમાં મળી શકતાં નથી. એનું એટલું જ એક કારણ આપી શકાય કે માનવીને મન છે અને એ દર ઘડીએ બદલાયા કરે છે.



જેઓ માનવીનાં મનને કોઈ સૂત્રથી ભોળવીને કામ કરાવી લેવા ઇચ્છે છે તેઓ કામની જ વિશેષ કિંમ્મત આંકે છે. માનવીના મનની તેમને કશી જ કિંમત નથી.



માનવી માટે સાદાઈ આનંદ આપનારી વસ્તુ છે.



માનવી પોતાની જાતે અસુંદર બન્યો છે. ખરાબ તત્ત્વોને તેણે પોતાની જાતે પેદા કરી તેનો વ્યાપક ફેલાવો થવા દીધો છે.



એક બાજુથી પતન થતાં શું માનવીનું બધી જ બાજુથી પતન થતું હશે ?



માનવીના પક્ષપાત સ્વાભાવિક હોતા નથી. ઘણે ભાગે તો તેણે પોતે જ તે ઘડેલા હોય છે.



માનવી પોતાને પણ પિછાની શકતો નથી. સર્વનો જાણનાર એકલો પ્રભુ જ માનવીને પિછાને છે, પરંતુ સંજોગ

અનુસાર બહારથી જે માલૂમ પડે છે તેને જ જગત તો સાચું માની બેસે છે.



આજનો માનવી લાલચુ અને અસહિષ્ણુ બનવાને કારણે જ સમાજમાં અન્યાય, અસમાનતા અને દુઃખો વધી જવા પામ્યાં છે.



ગમે તેવા નાના માનવી વિશે પણ કદાપિ એવું માનશો નહિ કે તે માણસથી કાંઈક ઓછો છે. તે મહાન માનવજાતમાંનો એક છે એમ ગણજો. અમુક નાતજાત, કોમ યા પ્રજા કે રાષ્ટ્રનો તે છે એમ કદી ગણશો નહિ.



માનવીમાં વિશ્વાસ ગુમાવી બેસવો એ પાપ છે.



આચારનાં હથિયાર વડે માનવી માનવીનું લોહી ચૂસીને તેનો ક્રૂરપણે નાશ કરી રહ્યો છે.



જેમ આક્ષેપ પુરવાર કરવા માટેના પુરાવા ઓછા, તેમ માનવીનો સંકોચ પણ વધારે.



માનવીના હૃદયને કોઈ નાતજાત હોતી નથી. ત્યાં ઈશ્વર સૌને એકત્ર કરે છે, અને ત્યાં જ ઈશ્વર જાતે દર્શ,

પણ આપે છે. એ પ્રભુને ભૂલીને જો મંતર અને મતની ઉપર માનવી માનવીના મેળની જવાબદારી મૂકીશું તો કેમ ચાલશે?



માનવીની માનવી તરીકે કિંમત છે એ જ એક મહાન સત્ય છે. બાકી માનવી માનવીની વચ્ચે જેને લીધે ઝઘડા થાય છે, કંકાસ થાય છે તે બિલકુલ અસત્ય છે.



આપણે રાજા સમક્ષ માથું નમાવી દઈએ છીએ અથવા તો આપણે જુલમીનો દોર સહન કરીએ છીએ એમ માનવું એ એક ભૂલ છે. આપણું માથું નમાવીએ છીએ તે રાજાને નહિ, પરન્તુ આપણા પોતાના જ ભયને. આપણા જ લોભની જાળમાં આપણે ફસાઈ પડેલા છીએ. આપણે આપણી જ મૂઢતાના ગુલામો છીએ.



પોતા પાસે જે કાંઈ સત્ય છે, જે કાંઈ ઉત્તમ છે તેનું રોજ રોજ દાન કરી શકાય એવું અનુકૂળ હૃદય મળવું એ માનવીનું મોટામાં મોટું સદ્ભાગ્ય છે.



માનને પાત્ર માનવી તરફ જો તમે માન નહિ દાખવી શકો તો ભલે, પરંતુ તેની મજાક કરવાની ક્ષુદ્રતા તો ન જ બતાવો.



મુક્તિ એ જ માનવીની સહુથી મોટી વસ્તુ છે. કોઈ ચીજ એની બરોબરી ન કરી શકે.



માનવી માટે આત્મસમર્પણમાં જ વિશાળ આનંદ રહેલો હોય છે. પોતાનો સર્વનાશ કરવામાં જ પોતાનો સર્વશ્રેષ્ઠ આનંદ રહેલો છે.



હરેક માનવી જો પોતાની મર્યાદાનું રક્ષણ નહિ કરે તો જાણ્યેઅજાણ્યે તે પોતાની જ ખરાબી કરી બેસે છે, એટલું જ નહિ પરન્તુ બીજાઓનું ભલું કરવાની તેની શક્તિ પણ તે ગુમાવી દે છે. સંસર્ગને લીધે હૃદયની જુદી જુદી માગણીઓ એવી બળવાન બની જાય છે કે તે જ્ઞાન, નિષ્ઠા, તથા ભક્તિને પણ અસ્વચ્છ કરી દે છે



શરમાવું એ નબળાઈની નિશાની છે કેટલાક માણસો પોતાના પિતાનો પરિચય આપતાં પણ શરમ અનુભવે છે.



સહજને સહજ રાખવું હોય તો માનવીએ કઠણ બનવું પડે.



મોટા ભાગના માનવીઓ બહારથી ભલા અને સારા દેખાવાના ઢોંગ કરીને બનાવટી રીતે જીવે છે



પોતાના જ મનને પિછાનતાં પણ માનવીને વખત લાગે છે.



હળાહળ ઝેર શરીરમા જતા પાચ પળમાં તેનુ છેવટનુ

પરિણામ આવી જાય, પરંતુ મનમાં જે ઝેર દાખલ થયું તો તેથી ફક્ત મરણની વેદના જ થાય. મરણ ન આવે.



કોઈ કોઈને જ પિછાની શકતું નથી. પોતાનુ મન પણ ઘણા માનવીઓ ઓળખી શકતા નથી.



સંખ્યાબંધ માનવીઓ એવા પણ હોય છે કે જેમના સ્વભાવમાં બબ્બે ભાતનાં ભરત ભરેલાં હોય છે; અને એ બેના મેળ જામતો નથી, છતાં બંને સાચા જ હોય છે. એવા લોકો પોતાની જાતને પણ પિછાની શકતા નથી. બલકે તેને છેતરી બેસે છે.



જે સદાને માટે ચાલી જવાનું હોય તેને માફી ન આપી શકે તેવું નિષ્ઠુર હૃદય જગતમાં કોઈ ભાગ્યે જ હશે.



માનવી જ્યારે બદલાઈ જાય છે ત્યારે તે સંપૂર્ણપણે કેમ બદલાઈ જતો નથી?



માનવીને પોતાના અસ્તિત્વનો પરિચય કંઈ પોતાની અંદર મળી શકતો નથી, તેને માટે બહાર કોઈક ઠેકાણે શોધ કરવી રહી.



અભિપ્રાય લેખે કોઈ હકીકત ગમે તેટલા પ્રમાણમાં સારી લાગતી હોય, પણ માનવી ઉપર તેનો અખતરો

કરવા જઈએ ત્યારે કાયમ તેનો એ દઢ ભાવ જળવાઈ રહેતો નથી.



આપણા દેશનો માનવી. માનવીની જ ભયંકર ઘૃણા કરતો હોય છે, અને એમ કરીને આપણા ટુકડા કરતો રહે છે.



માનવીની ભાષા ચારે દિશાએથી અર્થ વડે દબાયેલી છે અને માનવીની ચારે બાજુ તે ફર્યા કરે છે. રાતદિન માનવીની ચાલુ તહેનાતમાં તેનો જીવ નબળો પડતો જાય છે.



દેવતાની પ્રશસ્તિનાં ગીતો દેવને પણ માનવ બનાવે છે.



માનવી અને આખા વિશ્વના મિલનમાંથી આખા ગગનમાં જે સંગીત ગૂંજી રહ્યું છે તે કેવું ઉન્નત, કેવું ગંભીર અને કેવું સુંદર છે!



હેમંતઋતુની સંધ્યાકાળે પ્રકાશનો રંગ જ્યારે ધોળો થઈ જાય છે, ત્યારે અંદર ને અંદર મનનો પણ રંગ બદલાઈ જાય છે. દુનિયામાં એવા ઘણા માણસો હોય છે જેમનાં મન વાંકા મકાનમાં રહે છે. તેઓ બહારની દુનિયાની પૂરેપૂરી અવગણના કરી શકે છે.



બીજા માનવીની પરીક્ષા કરવા જતાં ઘણી વાર પોતાની પરીક્ષા પણ થઈ જવા પામે છે.



માનવતાના ધર્મ સાથે બેઈમાની કરશો નહિ.



બધી વાત બધાંને લાગુ પાડી શકાય નહિ. એકના શબ્દોમાં બીજાનો અર્થ વાંચવા જતાં જ દુનિયામાં મારામારી અને ખૂનો સુધી વાત પહોંચે છે.



જે કોઈ અસર માનવીની વિચારબુદ્ધિને વિકૃત બનાવે છે તે જો વધ્યા કરે તો તેને લોકસમાજને માટે હાનિકર્તા ગણવી જોઈએ.



માનવસ્વભાવમાં જ સનાતન સત્ય રહેલું છે. માત્ર બનાવોમાં નહિ.



મોટા ભાગના લોકો ડરપોક જ હોય છે. બેશરમ ગેરવર્તનની આગળ એ લોકો તુરત જ હાર સ્વીકારી લેવાના.



જોયું નહિ જોયું કરી દેખાડવામાં ઘણા કાબેલ કારીગરની જરૂર રહેવા પામે છે. ચોરીની વિદ્યાની જેમ એમાં પણ પકડાય નહિ તે જ સાચો ઉસ્તાદ ગણાય. એમાં પ્રત્યક્ષ

વસ્તુને પણુ છેક જ પાર કરી અને જોઈ શકવાની કાબેલિયત જોઈએ.



—બહારથી સરળ જણાતો માનવી અંદરથી ઘણો ભયંકર હોય છે.



જે માનવી સત્તા, સંપત્તિ અને અહંકારનો બોજો જાતે ફેંકી દે છે તે મહાપુરુષ છે.



દુનિયામાં સારાખોટાનો ભેદ છે એની ના નહિ, પરન્તુ એની કિંમતની આંકણી તમને એના તરફ માન છે કે નથી એ પરથી જ જો તમે કરવા માગતા હો તો ભલે કરો, બાકી બધાંને તે સ્વીકારવાનુ કહેશો નહિ.



જ્યારે મન કોઈ તરફ ઢળેલુ હોય છે ત્યારે આપણે શું માનીએ છીએ અને શું નથી માનતા એનો વિચાર કરી જોવાની આપણને ફુરસદ હોતી નથી



—માનવીને આત્મશક્તિની વિવિધતાથી શોભતો જીવ ગણીએ ત્યારે જ એનુ સાચું માપ લીધુ કહેવાય.



ચાલુ જમાનાના મોટા માણસો ઘણે ભાગે તો જીવતા

ઉત્પાત સમાન હોય છે. જે લોકો તરફ ધ્યાન આપવું નકામું છે છતાં તે આપ્યા વિના નથી ચાલતું, તે લોકો જગતમાં એક રોગ સમાન છે. ખુદ ભગવાન પણ તે વર્ગથી ગભરાય છે, તેમ તેઓ માનતા હોય છે.



સદા જેને આપણે જાણતા હોઈએ તે જ્યારે એક પળ અજાણ્યું થઈ જાય ત્યારે તે ભયંકર ભયરૂપ થઈ પડે છે. જીવનનો બધો વ્યવહાર જે કુદરતી પ્રવાહમાં ચાલતો આવ્યો હોય, તેને જ્યારે એકાએક કોઈ ન ખોદેલી નહેરમાં ચલાવવાનું આવે ત્યારે ભારે મૂંઝવણ પેદા થાય છે. તે વખતે પોતાના સ્વભાવને સાચવવો ભારે થઈ પડે છે.



જૂજ માનવીઓના સન્માનમાં દેશના કરોડો માનવીનો અનાદર જાહેર થાય છે. એવાં સન્માન માત્ર અપમાન છે.



મારું મન, શરીર અને જીવ સર્વસ્વને હું વિશાળ માનવપ્રવાહમાં ધકેલી દેવા ઇચ્છું છું.



તમારા જ માણસો તરફ તમે તુચ્છતાથી જોવાના, અને આમ તુચ્છકારથી જુઓ એટલે એમને તમે અન્યાય પણ જરૂર કરવાના જ. પરિણામે કોઈનું જ અથી ભલું થવાનું નથી.



માનવીની ઉપર માનવીનો જુલમ, દુનિયાની કોઈ પણ ભયંકરતાને ટપી જાય છે અને છતાં તેની પાછળ સમાજની શક્તિ અને રાજકર્તાની તાકાત હાથ મિલાવીને ઊભાં છે; આથી તે ભયંકરતા અનેકગણી વધારે ભયંકર બની ગઈ છે.



જે માનવીઓ પોતાના દેશનાં ભાઈબહેનોને બાળક જેવાં મૂઢ ગણીને કોઈ પણ પ્રકારની જવાબદારી સોંપશે નહિ તેમ જ તેઓમાં વિશ્વાસ મૂકી તેમની જિંદગીની મામૂલીમાં મામૂલી બાબતમાં છૂટ મૂકશે નહિ, તેમ જ ડગલે અને પગલે જો તેમના ઉપર અંકુશ મૂક્યા કરશે તો તેઓ ખરી જવાબદારીભર્યાં કામો કરી શકનાર નથી.



માનવીના અવસાન બાદ તેનું જીવનવૃત્તાંત લખવાનું ખાસ કારણ એ જ હોય છે કે માનવી પોતાના મરણ પછી જ જગતનાં લોકોનાં મનમાં પોતાનું સાચું સ્થાન પામી શકે.



શાહજહાન એના તાજમહાલથી પણ ઊંચે ચઢ્યા. માનવી પોતાની સર્જેલી વસ્તુઓથી ઉપર ચઢવા માટે જ તેનું સર્જન કરતો હોય છે. જગતની ઘટમાળનો વિકાસ પણ તેને જ કહે. ભયંકર અંધાધૂંધીનું ભૂત જ્યારે માનવીને ખભે ચઢી બેસે ત્યારે જ તેને ગર્જનના–વ્યવસ્થાના અભિલાષ જાગે. પણ એથી માનવી ઊંચે ચઢે છે તેમાં જ સઘળું

સત્ય નથી સમાયેલું : જગતમાં શાહજહાન અને મુમતાઝની પરંપરા તો ચાલ્યા જ કરવાની. એ બેથી જ જગતનો અંત નથી આવ્યો, એટલે જ તાજમહાલ હજુ સુધી કદાપિ સૂનો નથી રહ્યો.



ઈશ્વરે તમને જે જગ્યાએ મોકલ્યા છે તે જગ્યા ગમે તેવી હોય પણ જો તમારા મતમતાંતર તમને તે જગ્યાએ દૂર ઘસડી જતા હોય તો તમારા તે મત-મતાંતરનો કદી વિજય થવાનો નથી.



સમાજ, શ્રદ્ધા કે ધર્મ–પછી ગમે તે હોય અને ગમે તેવાં હોય–તેનો ત્યાગ કર્યા વગર માનવી માનવીનો યોગ નહિ થાય એવું કદી હોઈ શકે નહિ. નહિ તો એક હિંદુ અને એક ખ્રિસ્તી કદી મિત્રો બની જ શકે નહિ. તો તો પછી પ્રત્યેક સંપ્રદાયને વિશાળ દીવાલોની વચમાં કેદ કરી રાખવો પડે.



જે માનવી મહાન કાર્યો પાર પાડીને અમરતા પામી ગયો છે તેને ધન્ય છે. જે માનવી સામાન્ય ભાવથી સંસારનાં કાર્યોમાં એકબીજાને મદદ કરે છે તેમને પણ ધન્યવાદ ઘટે છે. પરંતુ જે કમનસીબો ઉપલી બન્ને અવસ્થાઓની વચમાં અટવાયા કરે છે, એમને માટે તો ધન્યવાદનો કોઈ ઉપાય રહેતો નથી. એમને માટે તો અમુક વાત બને તો જ અમુક

થાય. પણ તે અમુક વાત બને પણ નહિ અને અમુક થાય પણ નહિ એવું હોય છે.



માનવી, તારાના પ્રકાશમાં ઊઠીને ઊભો થઈ જા. જો, કેટલાં માનવીઓ કેટલે દૂરથી તને શરણે થવાને આવી રહેલાં છે. દૃઢ રહેજે. દીપકની જેમ સુસ્તી તજી તું સદા જાગ્રત રહેજે. આ માઝમ રાતે જો તું નિંદરમાં પડીશ તો એ બધાં ચાલ્યાં જશે.



બીજા માનવીઓની ખામીનો વિચાર કરવાથી મન સંકુચિત બની જાય છે. સ્વભાવ વહેમી થઈ જાય છે અને હૃદયના ભલા વિચારોનો નાશ થઈ જાય છે.



માનવી એકલો પોતા ઉપર જ આધાર રાખી શકતો નથી.



દુનિયાનો જ્ઞાનરૂપે, શક્તિ સ્વરૂપે અને આનંદરૂપે ખ્યાલ કરવો તેનું નામ જ માનવી બનવું કહેવાય.



એક મનની સાથે બીજા મનનું મિલન થયા વિના રહે જ નહિ.



ઈશ્વરના કારખાનામાં ચોખ્ખો માલ બનતો નથી. એમાં ભેળસેળ થાય જ છે, પરંતુ નસીબને પ્રતાપે કોઈ કોઈ માનવી સાવ શુદ્ધ હોય છે.



કેટલાક માનવીઓનાં મોઢાં જ જેમ !! વિરુદ્ધ મોટામાં મોટી સાક્ષી પૂરે છે. આવા માણસોએ ગમે તેવા ગુનાનું કામ હોય તોપણ કદી તે કરવાં નહિ. તેનાથી દરેક પ્રયાગે દૂર જ રહેવું સારું. કામ કરવા જતાં તેને કદાચ નિષ્ફળતા મળે તો વાંધો નહિ, પરન્તુ ખરાબ કામ કરીને સફળતા મેળવવાનું તેમને માટે બિલકુલ ખતરનાક છે.



આળસુ માનવીઓને એક ફાયદો એ હોય છે કે ઘરનાં માણસો ભલે તેમના પર ગુસ્સે થાય, પરન્તુ બીજા માનવીઓમાં તેઓ ઘણુંખરું પ્રીતિપાત્ર બની જાય છે. કેમકે કોઈ પણ કામકાજમાં પરોવાયેલા ન હોવાને લીધે તેઓ જાહેર અસકચામત બની જાય છે. શહેરમાં જેવી રીતે એકાદ જાહેર બગીચો હોવો જોઈએ તેવી રીતે ગામમાં કામકાજ વિનાના બેપાંચ જાહેર માનવીઓ હોવાની ખાસ જરૂર છે. કામકાજમાં આનંદ કે ગમ્મત વખતે જ્યારે પણ કોઈ માણસની ખોટ પડે ત્યારે તેઓ હાથે ચડેલા જ હોય છે.



જે કોઈ હંમેશ માટે માનવહૃદયમાં અમર થવાનો પ્રયાસ કરે છે તે સામાન્ય રીતે આપણાં તકલીદી પ્રયોજન યા પ્રયત્ન કરતાં અનેક રીતે અલગ હોય છે.



માનવીના દિલમાં રહેલી માનસિક અશાંતિનો મોટો ઈલાજ તે માનવીઓનો સહવાસ જ છે.



જાતના સ્વભાવે જેઓ નબળા બની ગયા છે તેઓ જ બીજાના સ્વભાવને નબળો કરવાની સલાહ આપે.



માનવી જો ઇચ્છાની સફળતા ચાહતો હોય તો ઇચ્છાને વશમાં રાખે. જો સૌંદર્યભોગ ચાહતો હોય તો ભોગલાલસાને દાબી દઇ પવિત્ર બની શાંત થાય.



માનવીનો ગુસ્સો, કે માનવીનો લોભ તેની આસપાસ એવા વિકારો એકઠા કરે છે, કે જેમાં નાનાં ઘણી વાર મોટાં સ્વરૂપે હોય છે અને મોટું નાનું થઈ જાય છે. જે પળવારનું હોય છે તે હંમેશનું જણાય છે અને હમેશનું નજરે પણ પડતું નથી. જેના તરફ આપણી લોભવૃત્તિ જામે છે તેને આપણે એવું મોટું સ્વરૂપ આપી દઈએ છીએ કે તે જગતનાં મોટાં મોટાં સત્યોને પણ ઢાંકી દે છે. આ રીતે માનવીની સૃષ્ટિ કુદરતની સાથે વિરોધ જન્માવે છે.



માનવીમાં જેઓ નરોત્તમ હોય છે, જેઓ પૃથ્વીમાં પ્રભુના મંગલ સ્વરૂપના પ્રકાશ સમાન હોય છે, તેઓ આપણા મનને એટલે સુધી આકર્ષે છે કે જ્યાં આપણે પોતે પણ પહોંચી શકતા નથી.



માનવી ભોજનપ્રિય છે એ વાત ભલે સાચી હોય, પરંતુ એ વીર છે એ વાત તો અત્યંત સત્ય જ છે.



જેલ સારી છે. જેલની બહાર જે સ્વતંત્રતા છે તે આપણને ઠગીને મુશ્કેલીમાં મૂકી દે છે. જો સત્સંગની વાત કહેતા હો તો જેલમાં જૂઠું બોલનારા વિશ્વાસઘાતી ડરપોક માનવીઓની સંખ્યા ખૂબ ઓછી છે, કેમકે ત્યાં જગા થોડી છે. જેલ બહાર તો આવા માનવીઓ જ વિશેષ છે.







સ્ત્રીના હૃદયનો આવેગ જ્યારે એક દિશામાં બળવાન બની જાગી જાય છે ત્યારે બીજી દિશાનું તેમને સહેજે ભાન રહેતું નથી.



પુરુષ કહે છે: 'અમે ફાવે તેમ કરીએ, કેમકે અમે શૂરવીર છીએ!'

'સાંભળીને હું શરમાઈ જાઉં છું.' સ્ત્રી ઠઠ્ઠા કરતાં કહે છે.

પુરુષ જવાબ આપે છે, 'તુંને તો ડગલે ડગલે પ્રતિબિંબો નડે છે.'

કવિ બોલે છે, 'તેથી જ તો સ્ત્રી સુંદર છે.'



સ્ત્રી જો કોઈ કારણે અયોગ્યની આરાધના કરે તો દુર્ગતિની કાંઈ હદ નથી રહેતી.



સ્ત્રીને આપણે જેટલી આપણાથી દૂર રાખી છે અને

જેટલી એને મામૂલી ગણી છે તેટલું આપણું પુરુષાતન પણ મામૂલી બન્યું છે.



આપણા દેશની સ્ત્રીઓ જો ચીનની સ્ત્રીઓના પગની જેમ સંકુચિત બનીને રહેશે તો આપણું કોઈ પણ કામ આગળ ધપવાનું નથી.



સ્ત્રીએ ઈશ્વર પાસે નાજુક ફૂલની માળા માગી, ત્યારે વિધાતાએ એને કઠોર તપસ્યાનું વરદાન આપ્યું. એ વિશાલ વ્રતનો ભાર સ્ત્રીને માથે નાખ્યો છે એમાં જ સ્ત્રીત્વનું સાચું સન્માન સમાયેલું છે. સ્ત્રી પોતાની કિમ્મત જાણતી ન હોવાથી તેણે કોમળ દાન માગ્યું, પરંતુ વિધાતા તો સ્ત્રીનો મહિમા જાણે છે એટલે જ તેની એ અયોગ્ય વિનંતીની દરકાર નહિ કરતાં તેમણે તેને કઠોર સાધનાનું દાન આપ્યું.



હે વિધાતા ! શા કારણે તેં સ્ત્રીને તેનું કિસ્મત જીતવાનો હક્ક ન આપ્યો ?



અબળા – સ્ત્રીનું અપમાન થયું હોય તો તેના રક્ષણ માટે પુરુષને મરતાં આવડવું જોઈએ.



સ્ત્રી તરીકે અવતરીને જૂઠું પણ બોલવું પડે છે. માતા

થઈને પેટના દીકરાને ભૂલવો પડે છે યા પત્ની થઈને છોકરાના બાપને પણ ભૂલવો પડે છે. સ્ત્રીઓને આટલી બધી છેતરપિંડીની જરૂર રહેવા પામે છે.



સુંદરતાનો ગવ કરવાની તક સ્ત્રીઓને જો ઈશ્વર આપે તો બીજા અનેક ગર્વની બદીમાંથી તેઓ બચી જાય છે.



સ્ત્રીઓને જે સારું લાગે ને, એ પોતાના અંતરથી અનુભવી શકી હોય ત્યારે જ પછી એ બધાને સ્ત્રી પોતાનુ જ કરી રાખે બહારના લોકો શુ કહે છે યા શું નહિ તેની તેને કદી પરવા નહિ હોય.

સ્ત્રી જ્યારે કોઈ વસ્તુની કિમ્મત ચૂકવે ત્યારે તે પોતાનુ સર્વસ્વ અર્પણ કરી દઈને જ ચૂકવે છે. બીજા પાચને પૂછીને અને કિમ્મત કસી કસીને ચૂકવવાનુ એને મન જ ન થાય.



જુલમનો પુરુષ ત્યાગ કરશે એટલે સ્ત્રીઓનો જુલમ શરૂ થશે નિર્બળના હાથમા સત્તા રહે એ ભયંકર છે



વિનય યા શરમથી પોતાની મહત્તા સ્ત્રીઓથી છૂપાવે તેવા પુરુષો તરફ સ્ત્રીઓ કુદરતી જ ઉદાસીનતા દર્શાવે છે.



અજાણ્યાના પ્રથમ પરિચયે સ્ત્રીમાં જે કુદરતી સંકોચ થાય તેને દૂર કરવો સહેલો નથી.



ખાનદાન સ્ત્રી વહેલી મરે નહિ; અને જેમ વધારે જીવે તેમ તેના પતિને લાભ જ છે.



સ્ત્રીની કમનીયતા ઉપર જરાક છાયાના ઢાંકણની જરૂરિયાત રહેલી હોય છે.



કેટલીક વાતોમાં પુરુષોને જ આનંદ પડે છે. સ્ત્રીઓને નથી પડતો.



સ્ત્રીનો અહંકાર જરાકમાં ઘવાઈ જાય છે.



સ્ત્રીના સ્વભાવમાં પ્રેમને લઈને વિશાળ ફેરફારો થઈ જાય છે.



સ્ત્રીઓ પ્રલયકારી કહેવાય છે. તેઓ માત્ર પોતાની બુદ્ધિ વડે જ નહિ પણ અંધ પ્રકૃતિ દ્વારા પ્રલયનો કેર વર્તાવે છે. નદી જ્યારે કાંઠામાં રહીને ચાલે છે ત્યારે સર્વસ્વ ખર્ચીને પાલનપોષણ કરે છે, પરંતુ કાંઠાઓ

તોડીને આગળ માર્ગ કરે છે ત્યારે સર્વ શક્તિ દ્વારા વિનાશ લાવે છે.



સ્ત્રીઓને જ ખૂબ અલંકાર શોભે અને ખૂબ જૂઠાણું પણ તેમને જ છાજે.



સત્ય સ્ત્રીઓમાં પ્રાણુની સાથે મળી જઈને તદ્દન એક થઈ ગયું હોય છે.



સત્યની બડાશ સ્ત્રી આગળ ટકતી નથી,—જો સ્ત્રી ખરી હોય તો.



જેને કારણે ઘર પવિત્ર રહે છે, તે પતિ–પત્નીના સંસારધર્મમાં અનુમાન ઉપર રચાયેલું કલ્પનાભર્યું કલંક પણ જરા જેટલું યે દાખલ થવા ન પામે તેને માટે સાધ્વી સ્ત્રીએ જે પારાવાર સાવધાનતા રાખવી જોઈએ તેમાં એક પ્રકારની મીઠાશ અને મહત્ત્વ સમાયેલાં છે.



હજાર હજાર સાલથી હાથકડી પહેરેલું સ્ત્રીઓનું મન હોય છે. એઓ બધું જ માની લેવાના. કદી પ્રશ્ન પૂછવાનાં જ નહિ, એને લઈને જ મુરબ્બી બનેલો સમાજ એમની કદર સમજે છે અને માન્યતામાં અંધતા વધારે પ્રમાણમાં જેઓ

બતાવે તેની કદર પણ તેના પ્રમાણમાં જ થવા પામે છે. નામર્દ પુરુષોનું પણ એમ જ છે.



સ્રી ઉપર કોઈનો પણ અધિકાર હોઈ ન શકે. સ્રી ધ્રુવતારાની માફક પોતાનો પ્રકાશ પોતે જ ઝળહળાવે છે. પવનમાં તે બૂઝાઈ જતો નથી, તેમ તેને તેલની ગરજ પણ રહેતી નથી.



સાધ્વી સ્રીઓ જ્યાં સતીધર્મનું સહેજ પણ ઉલ્લંઘન થતું જુએ છે ત્યાં તેમની ધીરજ રહેતી નથી.



સ્રીઓ જગતના વિશ્વાસ ઉપર જ જીવે છે. તે જ તેમનું જગત છે. એ વિશ્વાસનો છૂપી રીતે ભંગ કર્યો છે, એવું જાણવા પછી સંસારમાં ટકવું તેઓ માટે ખૂબ મુશ્કેલ થઈ પડે. જે ભાંગીએ છીએ તેના ઉપર જ તેઓએ ઉભા રહેવાનું હોય છે. તે ભાંગેલી વસ્તુના ખૂંટા હાલતાંચાલતાં ઘડી ઘડી વાગ્યા કરે છે. ગુનો કરવો મુશ્કેલ નથી, પણ તે ગુનાને સુધારી લેવા જેવું કઠણ કામ સ્રીઓ માટે બીજું એકે નથી.



કશું જ સમજાતું નથી. વિચિત્ર છે સ્રીનું મન !



ઘર બહારની સ્ત્રીઓ સાથે વાતચીતની ટેવ નહિ હોય તો તેમાંથી એક જાતનો સંકોચ થાય છે. આવા સંકોચમાં એક જાતની શરમાળ નમ્રતા રહેલી હોય છે.



સ્ત્રીઓ દુનિયાના વિશ્વાસ ઉપર જ જીવે છે. તે જ તેમની દુનિયા છે.



સ્ત્રીઓને તો બાંધવાનું અને બધાવાનું બંને ગમે છે.



બાળાઓ પૂજાને પાત્ર છે, કેમકે તેઓ ઘરની દીવડીઓ છે. ઘરને તેઓ પ્રકાશિત કરે છે.



સ્ત્રીઓનાં મન બહુ જ નાનાં, બહુ જ વાંકાં હોય છે : ચીન દેશની સ્ત્રીઓના પગ જેવાં! આખા સમાજે આપણી સ્ત્રીઓના મનને ચોમેરથી દબાવીને નાનાં અને વાંકાં કરી મૂક્યાં છે. ભાગ્ય એમના જીવન સાથે જુગાર ખેલી રહ્યું છે. દાવ પડવા ઉપર જ બધો આધાર હોય છે. એમને પોતાને ક્યાં કશો અધિકાર જ છે?



પત્નીની સેવા મેળવવી એ કેવું મહાન સૌભાગ્ય છે તે તો સાધ્વી સ્ત્રીને જ સમજાય.



સ્ત્રીઓ ઘરનું કામ પૂરા ચિત્તથી ન કરે તો તેઓ તેમના કર્તવ્યમાં પાછળ પડે છે.



જગતમાં સંખ્યાબંધ માનવીઓ જિંદગીભર જે જોવા પણ નથી પામતા એવો અનુભવ જાતે મેળવવાની તક મળે તો તે ઓછું નથી.



સ્ત્રીજાત લાગણીની વરાળથી ભરેલા ફુગ્ગા સમાન છે. જિંદગી તો એક કપરી સાધના છે તેનું તેમને જ્ઞાન નથી.



માતાનો સ્નેહ, સ્ત્રીની મમતા અને કુમારીની શાંત નવીન પ્રીતિ – એ ત્રણેએ એક થઈને હ્રદયવીણીના તાર પર સંગીત ગૂંજતું કર્યું છે.



જે સ્ત્રીના હ્રદયમાંથી પતિ માટેનો ગર્વ ઓસરી જાય છે તે સ્ત્રીને જિન્દગી એક બોજા મિસાલ થઈ પડે છે.



પુરુષ ખોટે માર્ગે ઊતરી પડે એ તો એનો સ્વભાવ છે, પરન્તુ કુશળતાપૂર્વક તને સીધા રાહ પર મૂકવો એ સ્ત્રીનું કર્તવ્ય છે.

સ્ત્રીઓ પુરુષમાં જે વસ્તુની સહુથી વિશેષ આશા રાખે છે તે ગુસ્સો છે.



બધી જ સ્ત્રીઓને કપાળે રડવાનું તો લખાયેલું જ હોય છે. તેને અટકાવવું ફોકટ છે.



આપણે પુરુષો બહુ બહુ તો આપણી શક્તિ આપી શકીએ. પણ સ્ત્રીઓ તો પોતાની જાત અર્પી દે છે. સ્ત્રીઓ પોતાના પ્રાણમાંથી સંતાનને જન્મ આપે છે–પાલન કરે છે. એ અર્પણ જ સાચું અર્પણ છે.



સ્ત્રી પણ દુનિયાના પ્રશ્નોનો એક ભાગ છે.



સ્ત્રીઓનાં સર્વ સુખના હીરા અને દુઃખનાં મોતી પુરુષોના રાજભંડારમાં જમા થતાં રહે છે. અને ત્યારે જ સ્ત્રીઓને ખબર પડે છે કે તેઓ રત્નો છે. પુરુષો સ્વીકારે એ જ એમનું યોગ્ય દાન. સ્ત્રીઓ આપે એ જ એમનો સાચો લાભ કહેવાય.



આખા સંસારનું અનેકરંગી જીવન પણ પત્નીના

સહચારની ખોટ પૂરી શકતું નથી, જે માણસ એ રીતે એકલો પડી ગયો હોય છે તેને એ એકાંત કેટલું ભયંકર લાગતું હશે?



સંસારમાં રહીને સ્રીને વેદનાની જે પૃથ્વી ઉપાડવી પડે છે તે પૃથ્વી પળેપળે અવનવા આઘાત સર્જે છે. આવી સજીવ મુસીબતોનો બોજ હૈયામાં રાખીને જે સ્રી સંસારનાં પ્રત્યેક કાર્યો ચલાવ્યે જાય છે તે સ્રીનાં અંતરની કથા, ઈશ્વર સિવાય બીજું કોણ જાણી શકે?



સ્રીઓનાં 'હું'પણા અને 'મારા'પણાની આસપાસ કેટકેટલા રંગો, કેટકેટલા હાવભાવ, કેટકેટલાં આંસુ, કેટકેટલાં છળકપટ હોય છે, તેનો કંઈ પાર નથી હોતો. એમાં જ એ લોકોનું માધુર્ય રહેલું છે.



સ્રી વગર ગૃહધર્મ અધૂરો રહે છે.



સત્ય સ્રીઓમાં પ્રાણની સાથે ભળી જઈને બિલકુલ એકરૂપ થઈ ગયું છે. પુરુષોનાં સત્યમાં રંગ નથી, રસ નથી, પ્રાણ નથી, માત્ર દલીલ છે. સ્રીઓનું હૃદય રક્ત શતદલ છે. તેના ઉપર સત્ય મૂર્તિમય બની બિરાજે છે.



સ્ત્રીનું હૃદય, તેનો પ્રેમ, આપોઆપ પૂજામાં પરિણમે છે.



બધી જ સ્ત્રીઓનાં મન એક જ બીબામાં ઢાળેલાં છે એમ નથી હોતું.



પૃથ્વીમાં જેઓ કાપુરુષ હોય છે તેઓ જ સ્ત્રી પાસે પૂજાનો હક્ક રાખે છે. એમાં પૂજારી અને પૂજિત બન્નેનું ભારે અપમાન થાય છે.



સ્ત્રી થઈને જન્મવું એ કોઈના ગજાની વાત નથી, તેમ સ્ત્રી પોતાના પ્રેમને ભક્તિમાં ફેરવે એ પણ એટલું જ સ્વાભાવિક છે. એમાં ખાસ કોઈ પ્રકારનું અદ્‌ભુત કાવ્યસૌન્દર્ય છે કે નહિ એનો એક પળ પણ વિચાર કરવાની જરૂર નથી.



પુરુષોની નબળાઈ સ્ત્રીઓ બરાબર ઓળખે છે. પણ પુરુષોનાં સાચાં પુરુષાતનનું રહસ્ય તેઓ બરાબર પામી શકતી નથી. ખરી વાત તો એ છે કે પુરુષ સ્ત્રીને મન કોયડા સમાન છે, અને સ્ત્રી પુરુષને મન કોયડા સમાન છે. એમ જો ન હોત તો એ બે જાતિ વચ્ચે ભેદ રાખવામાં કુદરતે પોતાની શક્તિ નકામી વેડફી નાખી ગણાત!



સ્વદેશનો વિચાર કરતી વેળા આપણે સ્ત્રીઓને ગણતરીમાં જ લેતા નથી.



પોતાનાં કુટુંબની બહાર જો આપણે દેશની સ્ત્રીઓને જોવા પામ્યા હોત તો આપણા દેશની સુંદરતા અને સંપૂર્ણતાને આપણે જોઈ શકત; અને તો આપણે એવું સ્વરૂપ જોવા પામત કે જેને કાજે જિંદગી આપી દેવાનું પણ સહેલું થઈ જાત–તો દેશમાં સ્ત્રીઓ ક્યાંય છે જ નહિ એવી જે ભૂલ હમણાં આપણે કરી રહ્યા છીએ તે કદી પણ કરત નહિ.



જ્યાં સુધી આપણી સ્ત્રીઓ પડદા પાછળ સંતાયેલી છે ત્યાં સુધી આપણા દેશ માટેની આપણી કલ્પના અપૂર્ણ છે – અર્ધસત્ય છે. એનાથી આપણાં હૃદયમાં સંપૂર્ણ પ્રેમ અને સંપૂર્ણ શક્તિ પેદા થતાં નથી.



જિંદગીની મામૂલી ચીજો જ સ્ત્રીઓનું સર્વસ્વ હોય છે.



સાસુઓના જુલમોની કહાણી આપણા દેશમાં સદા માટે ચાલતી આવી છે.



પુરુષને ભોળવવાની ગજબની શક્તિ સ્ત્રીમાં જ હોય છે.



પુરુષોની જેમ સ્ત્રીઓનાં મન કામમાંથી નાસી જઈને ભટકતાં નહિ રહે.



હૃદયની લાગણીઓ એ જ એનું સર્વસ્વ છે એવી સ્ત્રીઓના વ્યવહારને અતર્કસિદ્ધ કહીને વગોવવાથી લાભ પણ શો થવાનો? જો પહેલેથી જ એ લાગણીઓનો પાયો સાચો નહિ નંખાય તો હૃદય એવું સુંદર અને સરળ બની રહે છે કે દલીલો તેની સમક્ષ હાર પામીને મસ્તક નમાવી દે છે; પરંતુ શરૂઆતમાં જો જરા જેટલી પણ ખામી રહી ગઈ તો પછી બુદ્ધિની તાકાત નથી કે એના સંચાને ઠેકાણે લાવી શકે-પછી તો રાગ કે અનુરાગ, હાસ્ય કે રુદન-શુંનું શું થઈ જાય તે કહેવું મુશ્કેલ છે.



દેશને આપણે માતૃભૂમિ કહીએ છીએ, પરંતુ દેશની નારીમૂર્તિનો મહિમા જો આપણા દેશની સ્ત્રીઓમાં ન જોઈએ; બુદ્ધિ, શક્તિ તથા કર્તવ્યજ્ઞાનની ઉદારતાથી આપણે જો આપણી સ્ત્રીઓને પૂરેપૂરા સરલભાવે નહિ નિહાળીએ; આપણાં જ ઘરોમાં જો આપણે દુર્બળતા, સંકુચિતતા અને અપક્વતા જોતાં હોઈએ તો કદી પણ આપણે દેશનું સાચું દર્શન પામી શકવાનાં નથી.



સ્ત્રીની પૂજા થઈ શકે માતા તરીકેના સ્થાને-ગૃહિણીના

આસને. એ આસન ઉપરથી ખસેડી તેનાં વખાણ કરવામાં આવે છે તેમાં તેનું અપમાન રહેલું છે.



સ્ત્રી અને પુરુષનું સાવ કુદરતી સ્થાન શું છે તે જોતાં આપણે શીખ્યાં નથી.



સ્ત્રી પુરુષ વચ્ચેના કુદરતી સંબંધની મર્યાદા સાચવી નહિ શકવા જેટલા આપણે ધમાલિયા બની ગયા છીએ, અને એ કુદરતી સંબંધને આપણે ફક્ત મિથ્યાચારી બનાવી દીધો છે.



સ્ત્રીનો પ્રેમ પૂજા કરીને જ પૂજા પામે છે – નહિ તો તે ધિક્કારપાત્ર બને છે. પ્રેમનો દીપ જ્યારે પ્રગટે છે ત્યારે તેની જ્યોત ઊંચે ચડે છે – તેનું બળેલું તેલ તો નીચે જ પડે છે.



પુરુષને વશ કરવાની શક્તિ સ્ત્રીના હાથમાં છે, એ વાત જાણવાથી જ સ્ત્રીને કદી સુખ થાય ખરું? અથવા એમાં જ તેનું કલ્યાણ રહેલું છે ખરું? એ તો ભક્તિના પ્રવાહમાં તે ગર્વને વહેવડાવી દે ત્યારે જ તેને શાંતિ વળે છે. શંકર તો ભિખારી બનીને અન્નપૂર્ણાને બારણે આવી

ઊભા હતા, પણ અન્નપૂર્ણાએ શિવને માટે તપસ્યા ન કરી હોત તો તેઓ એ ભિક્ષાનું ભયંકર તેજ સહન કરી શકત ?



પુરુષો દુઃખને પડકારતા આવ્યા છે. સ્ત્રીઓ જમાનાઓથી તે સહન કરતી આવી છે. આંખમાં આંસુ અને સબૂરી એ બે સિવાય સ્ત્રીઓ પાસે બીજી મૂડી છે જ ક્યાં ?



અસભ્ય દેશમાં જ પોતાનાં મોઢાં રંગવાનો નિયમ યા આદત હોય છે. મોઢાં પર રંગ લગાડી શું આપણી સ્ત્રીઓ પોતાને અસભ્ય દેશની વ્યક્તિઓ તરીકે ઓળખાવવા ચાહે છે ?



સ્ત્રીચરિત્રમાં સૌથી વિશાળ અનુપમતા તો આદર્શને કાજે આત્મસમર્પણ કરવાની તૈયારી. વગર કારણે પણ પોતાના આદર્શના માર્ગમાં પોતાનો હૃદયમણિ ફેંકી દેતાં સ્ત્રી અચકાતી નથી.



સત્યના બે અંશ છે : એક અંશ વ્યક્ત અને બીજો અવ્યક્ત. એક પ્રવૃત્તિ તો બીજો નિવૃત્તિ. એક પ્રયોગ તો બીજો સંયમ. શક્તિની એ સમાનતાનો જો નાશ કરો તો તે ક્ષુબ્ધ થશે. પરંતુ તે ક્ષોભ લાભરૂપ નહિ નીવડે.

સમાજશક્તિનાં બે પાસાં છે. પુરુષપાસું વ્યક્ત છે, પરંતુ વ્યક્તનો અર્થ મસ્ત નથી થતો. સ્ત્રીપાસું અવ્યક્ત છે.

એ અવ્યક્ત શક્તિને જો માત્ર વ્યક્ત કરવાનો પ્રયત્ન થશે તો તમામ મૂડી વાપરી કાઢીને સમાજને એકદમ દેવાના ખાડામાં ઉતારવા જેવું થશે. બધી શક્તિઓને એક જ દિશામાં, એક જ સ્થળે, એક જ પદ્ધતિથી વાપરવાનું કહેનારા ઉન્મત્ત છે.



સ્ત્રીને તેનાં સર્વોત્તમ સ્વરૂપમાં પુરુષે મેળવી નથી. જો સ્ત્રીને માત્ર ભાગ્યે જ સમજવામાં આવે તો તેમાં સ્ત્રીત્વનું ભયંકર અપમાન છે. તેમ છતાં નારીઓ પોતાના એ અધિકારની સમજમાં ગર્વ ધારણ કરે છે. આ નીચા પરિચયની જવાબદારી દૂર કરવા માટે જ સ્ત્રીની રાતદિનની એકસરખી સાધના થવી જોઈએ છે.



નારીના જીવનમાં લગ્ન સિવાય સાધનાનો કોઈ બીજો રસ્તો નથી. ગૃહધર્મ એ એનો મુખ્ય ધર્મ છે. લગ્ન કાંઈ વાસનાતૃપ્તિને માટે નથી, પરંતુ કલ્યાણની સાધના માટે છે. સંસારમાં સુખ હો યા દુઃખ, પરંતુ એક ચિત્તે સંસારનો સ્વીકાર કરી સતી સાધ્વી સ્ત્રી તો પોતાના ઘરની અંદર જ ધર્મને પ્રત્યક્ષ કરવાનું પોતાનું કર્તવ્ય સમજશે.



સ્ત્રીઓને કોઈ પણ અંધારામાં રહે તે ગમતું નથી. વ્યાકુળતા તો કવિતામાં, શૌર્યમાં કે વિદ્વત્તામાં રહેલી યોગ્ય ગણાય, પણ ઘરના કામકાજમાં એવી વ્યાકુળતા સ્ત્રીઓથી

સહન નહિ થાય. જ્યારે એમને કોઈ વાતમાં સમજ નહિ પડે ત્યારે તેનો પીછો પકડીને તેને સમજી લેવા પ્રયાસ કરે છે, યા તો તેને સ્મરણમાંથી દૂર કરવા પ્રયાસ કરે છે. જો એમાંથી કાંઈ પણ કરવામાં એને સફળતા નહિ મળે તો એમનો મિજાજ હાથથી જતો રહે છે.



પુરુષ માત્ર સ્ત્રીજાત પ્રત્યે કુદરતી રીતે જ પક્ષપાતી હોય છે. તેને માટે સ્ત્રીઓ જ જવાબદાર હોય છે.



સ્ત્રીઓ તો સમાજની શોભા છે.



સ્ત્રીનો પ્રેમ આપમેળે જ પૂજામાં પરિણમે.



સામાન્ય રીતે સ્ત્રીઓને કાચી કેરી, તીખાં મરચાં અને કડક સ્વભાવનો પતિ જ ગમે છે.



વગર કારણનું રુદન દરરોજ કેટલીયે છોકરીઓ કરે છે, એટલે એમાં કશું નવું નથી.



બીજા બધા કબજા-ભોગવટામાં અને સ્ત્રી પરના કબજામાં તફાવત એ છે કે સ્ત્રીને પાંચ માણસોની પાસેથી

અળગી કરી એકલી પોતાની પાસે રાખવા માત્રથી જ તેના પર પોતાનો વધારે કબજો સ્થાપી શકાય છે એવું નથી.



ઘરનુ આશ્રયસ્થાન સ્ત્રી છે. તેના પ્રેમનો ચાબુક ખાઈ ડગલે અને પગલે તેનો અનુભવ લેવો તેનું નામ ગૃહસ્થ જીવનની કમરપીડા. સ્વચ્છ પતિવ્રતાધર્મ એ સ્ત્રીને માટે ગૌરવનો વિષય છે, પરંતુ પતિને માટે તે આરામનો વિષય નથી.



પાપનો તમામ બોજ પોતાને માથે સ્ત્રી લઈ લે છે અને પાપીને ખાતર પોતાના દેહનું સમર્પણ કરી દે છે.



સામાન્ય રીતે સંસારમાં પતિ સ્ત્રીને જેટલી પિછાને છે તેના કરતાં સ્ત્રી પતિને વધારે ઓળખે છે; પરંતુ પતિની પ્રકૃતિ જો ખૂબ બારીક હોય તો થોડુંક સ્ત્રીની નજર બહાર રહી જવા પામે છે.



સ્ત્રીઓનું કાર્ય હૃદયનું કાર્ય છે. તેમણે હૃદય આપવાનુ છે અને સાથે હૃદયને ખેંચવાનું છે. આને લઈને તેઓ માટે ફક્ત સાદુંસીધું યા ફાટેલુંતૂટેલું નહિ ચાલે. પુરુષોને તો જેમ હોય તેમ ચાલે, પરંતુ સ્ત્રીઓને તો સુંદર હોવું જોઈએ. પુરુષોનો વ્યવહાર મોટે ભાગે સ્પષ્ટ હોય તો જ

સારો, પરંતુ સ્ત્રીઓના વ્યવહારમાં તો અનેક આભાસ, આવરણ વગેરે હોવાં જોઈએ.



પુરુષનો પ્રેમ એ જ સ્ત્રીઓનું બળ છે. તેમના જીવન-વ્યવસાયની એ જ મૂઠી છે, એટલે એના પવનની ગતિ જોઈને યોગ્ય વખતે જો બરાબર સઢ ફેરવવામાં આવે તો જ તેમની હોડી તરી શકે છે. એટલે જ વિધાતાએ પ્રેમ માપવાનું યંત્ર સ્ત્રીઓનાં હૃદયમાં છૂપાવી રાખ્યું છે, પુરુષોને તે આપ્યું નથી.



વિધાતાએ સ્ત્રી અને પુરુષને બિલકુલ અલગ અલગ જ પેદા કર્યાં, પરંતુ સભ્યતામાં એવો ફેર રહી શકતો નથી. હવે તો સ્ત્રી પણ પુરુષ થાય છે અને પુરુષ પણ સ્ત્રી થાય છે.



સ્ત્રીઓ હૃદયપૂર્વક ગમે તેવાં મોટાં દુઃખો પણ સહન કરી શકે છે. કદાપિ કોઈ એવા પુરુષ માટે તે વરમાળા બનાવશે કે જે તેને પગ નીચે કચડી નાંખી ફક્ત વાસના-તૃપ્તિ જ કરશે, અથવા તો કોઇ આદર્શવાદીને તે અર્પણ કરશે, પણ કલ્પનાની સ્વપ્નસૃષ્ટિમાં ફરતો તે તેના ગળામાં ધારણ કરી શકશે નહિ.



સ્ત્રી એ કુદરતી દેખાવ છે. તેનાથી ગમે તેટલા દૂર

રહેવાનો આપણે પ્રયાસ કરીશું, છતાં દુનિયામાં તેનું સ્થાન તો રહેવાનું જ. જો તેની હસ્તીનો તિરસ્કાર કરવા પર આધ્યાત્મિક ઉન્નતિનો આધાર રહેલો હોય તો તેનું અનુસરણ કરવું એ પડછાયાની પાછળ દોડવા સમાન છે; અથવા જ્યારે તે ભ્રમ દૂર થશે ત્યારે શરમાવું પડશે અને મોઢું કયાં છૂપાવી દેવું તેની પણ સમજ રહેશે નહિ.



જગતમાં જે કાપુરુષ હોય તે જ સ્ત્રી પાસે પૂજાનો હક્ક બતાવે. એમાં પૂજારી અને પૂજિત બન્નેનું મોટું અપમાન રહેલું છે.



પુરુષોની નબળાઈને સ્ત્રીઓ બરાબર પિછાને છે, પણ પુરુષોના સાચા પુરુષાતનનું રહસ્ય તેઓ બરાબર પામી શકતી નથી.



પોતે વહુ હોય ત્યારે જે માર ખાય છે તે જ સ્ત્રી સાસુ થતાં સૌથી વધુ માર મારે છે.






પુરુષોને એકાદ ધૂન તો હોવી જ જોઈએ, પરંતુ તે ધૂન સ્ત્રીની ન હોવી જોઈએ.



સંસારવ્યવહારની બાબતનાં પુરુષોને અક્કલ ઓછી જ હોય.



મનુષ્યનાં મન અને તેમાં પણ ખાસ કરીને તો પુરુષોનાં મન પારખવાં ઘણાં મુશ્કેલ છે.



પ્રાચીન પ્રલયયજ્ઞની જ્યોતને માથે નૂતનની અનેરી મૂર્તિને રમતી નિહાળવી એ પુરુષની સાધના છે.



પુરુષો જ્યારે પોતાના ધ્યેયનો રથ ખેંચવા માટે માર્ગ તૈયાર કરવા બેસે છે, ત્યારે જગતના દિલના ટુકડે-ટુકડા કરી નાખી રસ્તા ઉપર કાંકરી તરીકે પાથરી દેતાં

એમને જરા પણ સંકોચ થતો નથી. એ લોકો પોતાને હાથે સર્જન કરવાના નશામાં જ્યારે ચકચૂર બની જાય છે, ત્યારે સર્જનહારની સૃષ્ટિનો ભાંગીને ભુક્કો કરી નાંખવામાં જ તેમને આનંદ આવે છે.



પુરુષને ઠગવામાં ઘણી હોશિયારીની જરૂર જ ક્યાં છે? કુદરતે જાતે જ પોતાને હાથે બનાવીને પુરુષની બંને આંખો ઉપર અંધારી પહેરાવી રાખી છે.



બીજાને માટે પણ કન્યા જોવા જવાનું હોય તો તેવો પ્રસંગ આવતાં જ યૌવનધર્મ પોતે જરા વાળને સરખા કરી લે છે અને પહેરવેશમાં થોડીક સુગંધ નાંખે છે.



પુરુષના સ્વભાવમાં મહત્ત્વાકાંક્ષાને લઈને મોટા ફેરફારો થઈ જવા પામે છે.



પુરુષોની બહાદુરી તો ફક્ત પત્ની આગળ જ ચાલે છે.



પુરુષોમાં માત્ર ગર્વ જ ભરપૂર હોય છે.



દુનિયામાં મોટા ભાગનાં સન્માનો આપણે પોતે જ શોધી કાઢેલાં છે. ગમે તે કારણે પણ જરૂર જણાતાં લોકો રાજાને અસામાન્ય ગણે છે, પરંતુ સૌને ખબર છે કે રાજા અસામાન્ય નથી, છતાં પોતાની સામાન્યતાનો પડદો હઠાવી દઈને તેણે અસામાન્ય બનવું જ રહ્યું. નહિ તો તે રાજપણું જાળવી શકતો નથી અને રાજ્ય ચલાવી શકતો નથી. રાજાની પાસેથી યોગ્ય રાજાપણાની આપણે આશા રાખીએ છીએ અને તેથી જ તેને અસામાન્ય કહી તેનાં વખાણ કરીએ છીએ. આથી આપણાં એ સન્માનનો અધિકાર જાળવી રાખવો હોય તો રાજાએ અસામાન્ય બનવું પડે છે. માણસના તમામ સંબંધોમાં આવી કૃત્રિમતા છે, તે એટલે સુધી કે માબાપનો પણ એક આદર્શ સમાજે ઉપસ્થિત કર્યો છે. આથી માબાપ પણ વિશેષ ભાવે માબાપ બને છે – માત્ર કુદરતી પ્રેમથી નથી બનતાં.



સર્જનહારે શું પુરુષને બાહ્ય દૃષ્ટિ જ આપી છે? આંતરદૃષ્ટિ શું એને સહેજે નથી આપી? શું જોઈ ને પુરુષો થોડુંક અમથું દેખતાં ભાનભૂલા થઈ જાય છે?



નાટકની નાયિકા સ્ટેજ ઉપર જ શોભી ઊઠે—ઘરમાં નહિ.



પુરુષ સ્ત્રીને ઘરેણાં વડે શણગારતો આવ્યો છે, એટલે સ્ત્રીના હાથમાંથી ઘરેણાં લેતાં જાણે તેના પૌરુષ પર ઘા પડે છે.



સ્ત્રી અને પુરુષના સ્વભાવમાં મોટો ફેર છે. પુરુષ પોતાની તમામ શક્તિને પોતાનાં સર્જન મારફત જ સાર્થક કરવાનો. એ સર્જનને પ્રગતિ કરવી હોય તો પ્રત્યેક પગલે તેને પોતાને ભૂલી જવું પડે. સ્ત્રી તેની તમામ શક્તિને રક્ષણ અર્થે જ ખર્ચવાની. જે જૂનું છે, પુરાણું બન્યું છે, તેના રક્ષણ માટે નવસર્જનને પણ એ તો અટકાવવાની. રક્ષણ અને સર્જન એ બંને પરસ્પર વિરોધી તત્ત્વો છે. રક્ષણ પ્રત્યે સર્જન નિષ્ઠુરતા દાખવે ત્યારે જ નવાં સર્જન થાય. સર્જન માટે રક્ષણ નડતર સમાન છે. પણ એમ શા માટે બનતું હશે? સર્જન અને રક્ષણ વચ્ચેનું આ યુદ્ધ હંમેશાં શા કારણે ચાલ્યા કરતું હશે? જ્યાં સૌથી વધારે સંપ છે ત્યાં જ સૌથી મોટો વિરોધ પણ રહેલો છે. માનવ-જીવનની સાર્થકતા મિલનમાં નથી. મુક્તિમાં જ સાચી સાર્થકતા સમાયેલી છે.



સંસારમાં પ્રતિષ્ઠા પામી જે પુરુષ શંકા વિના પોતાનો પ્રચાર આગળ ધપાવી શકે છે, જે વ્યક્તિએ એક પ્રકારનો નક્કી અધિકાર મેળવેલો છે, તે શક્તિશાળી પુરુષ નારીની દૃષ્ટિનું આકર્ષણ આસાનીપૂર્વક કરી શકે છે.



જુલમ કરનારની સામે ઊભા રહી પોતાની સ્ત્રીનું માન જાળવવાની તાકાત જેમનામાં નથી એવા નાદાનોને પરણુવા લાયક ઉંમર જ શાની હોય! જ્યારે એટલી ઉંમર થાય ત્યાં સુધીમાં તો એ લોકો પોતાની પત્નીનાં જ છોકરાં થઈ રહેવાનાં. પુરુષનું પુરુષાતન જ્યારે નબળું પડે ત્યારે જ સ્ત્રીઓ પણ નીચી પડે અને પુરુષોને પણ નીચે ઘસડતી જાય. આપણે જોઈશું તો જણાશે કે આપણા દેશમાં જેઓને કાંઈ ખોટું કામ કરવું હોય છે યા તેવા કોઈ નિર્ણય લેવા હોય છે, તો તે લોકો સ્ત્રીઓને દૂર રાખવા જ ઇચ્છશે. એ કાયરોને સ્ત્રીઓની બીક લાગતી હોય છે.



જેઓમા સાચું પુરુષાતન છે તેઓ સાચા સ્ત્રીત્વના પ્રભાવથી જ ચરિતાર્થ બને છે.



સ્વભાવથી જ પુરુષો પતનશીલ હોય છે.



પુરુષોને એવા કેટલાક શોખ તો રહેવાના જ; જે તદ્દન નકામા હોય, જેનાથી ફક્ત નુકસાન જ થાય, તેને અટકાવવા જઈએ તોયે નહિ ચાલે, અને તેમ છતાં તે સત્યાનાશી સુધી નહિ પહોંચે તેમાં જ ગનીમત સમાયેલું હોય છે.



પુરુષો બધી વાત બરાબર સમજતા નથી. જિંદગીમાં ગૃહસંસારનું મહત્ત્વ કેટલું છે તે એ લોકો પૂરેપૂરું જાણતા નથી. એમનો માળો બહારના જગતમાં હોય છે. ઘરમાં તો તેઓને સ્ત્રીઓની બુદ્ધિએ જ ચાલવું ઘટે.



પુરુષો બહુ બહુ તો તેમની શક્તિ આપી શકે, જ્યારે સ્ત્રીઓ તો પોતાની જાત આપી દે છે.

*




પ્રેમ સ્વભાવથી જ વૈરાગી હોય છે.



હૃદયની પ્રાણરક્ષક નાડીઓ તોડી શકાય છે, પરંતુ એ કોમળ હાથનાં બંધન તોડી શકાતાં નથી.



ઈશ્વરની સૃષ્ટિમાં માનવી બીજા માનવીના પ્રેમની જ ઇચ્છા રાખે છે. એવે વખતે ન્યાત કે જાતિનો વિચાર વચ્ચે લાવીને તેમાં મદદરૂપ ન બનવું એ ધર્મ માનવીનો નથી.



જેની ઉપર કોઈ વહાલ કરે છે તેના બંધુબાંધવોની સાથે પણ તેને સારો મેળ રાખવો પડે છે.



રૂપ એ કાંઈ જેવીતેવી વસ્તુ નથી, છતાં માનવીમાં જે હૃદયમય અને આવશ્યક ચીજ છે તે તો અવાજનું માધુર્ય છે..



પ્રેમની કરુણતા ત્યાં જ શરૂ થાય છે કે જ્યાં પુરુષ અને સ્ત્રી પરસ્પરને સ્વતંત્ર સમજીને સંતોષ નથી માની લેતાં. પોતાની ઇચ્છાને પારકાની ઇચ્છા ઉપર ઠોકી બેસાડવામાં જુલમ છે. પોતાના આદર્શ મુજબ બીજાને ચલાવવામાં જ બધા અનર્થનું મૂળ રહેલું હોય છે.



માનવપ્રેમ કોઈ રીતે તુચ્છ વસ્તુ નથી. પ્રેમ સિવાય કોઈ બીજી રીતે આપણને પરસ્પરની યોગ્ય પિછાન થવા પામતી નથી.



પ્રેમ હોય તો મત જુદો પડવા છતાં પણ તેને માની લેવાય.



પ્રેમ પણ ઘણી ડેરાનગતિની અપેક્ષા રાખે છે.



પ્રભુનાં સંતાન આપસઆપસમાં ભેગાં મળીને પ્રેમભાવથી રહે. કોઈ ભાઈની પાસેથી તેના ભાઈને બહેકાવીને કોઈ લઈ જાય નહિ. જ્યાં પ્રેમસાગર ભરપૂર છે ત્યાં હિંસાનું નામ માત્ર ન હોય.



આંખોની ચોકી ચૂકાવી દઈ રૂપ છૂપી રીતે અંતરમાં દેખાવ દે એ જ મજાનું.



સ્ત્રીનો પ્રેમ પૂજ્ય કરીને જ પૂજ્ય [illegible] તો તે તિરસ્કારને પાત્ર બને.



એક કાનનું કિંમતી ધન બીજા પાંચના કાને અથડાતાં તે મૂલવાઈ જઈ સાવ સસ્તું બની જાય છે.



મૃત્યુના દરવાજા સુધી આવીને બેભાન થઈ પડેલો પ્રેમ ઈશ્વરને ધરવાની [illegible] સમાન છે. એ [illegible]વાનો અધિકાર જગતમાં કોનો છે?



[illegible]
કે [illegible]!

સામી વ્યક્તિનું વહાલ કેવું છે તે સ્ત્રીઓને ઝટ સમજાઈ જાય છે.



જે ખરેખર આપવા જેવું હોય છે તે જ આપણાથી આપી દેવાતું નથી.



જે નાસી જઈ શકે તેમ નથી તેને બાંધવાનો પ્રયત્ન શા માટે કરવો રહ્યો ?



જેને રોષ કરતાં નથી આવડતો તે શું ચાહી જાણે ?



જેમના હાથમાં સર્વસ્વ છે, રાજરાજેશ્વર સુદ્ધાં જેમના કદમમાં પડેલો છે, તેમની પણ વાસનાને શું અંત નથી ?



પ્રેમ નાલાયકને પણ ધન્ય બનાવી દે છે. લાયકને માટે તો જગતમાં અનેક ભેટો પડેલી છે, પરંતુ વિધાતાએ નાલાયકને માટે જ માત્ર આ પ્રેમ રાખી મૂક્યો છે.



જે પૂજા સાચી છે તેના દેવ પણ સાચા.



હૃદય ઘણી સારી વસ્તુ છે એ સાચું, પરંતુ તે સૌથી સારી વસ્તુ તો નથી જ.



આગ જલતી હોય ત્યારે જ પતંગિયાં મરવા જાય છે.



બહારથી કોઈ હલાવે તો રાખમાં પડેલો અગ્નિ પાછો ભભૂકી ઊઠે છે. નવદંપતીના પ્રેમનો ઉમંગ ધીમો પડતાં તેમાં ત્રીજા પક્ષનો ધક્કો લાગતાં જ તે પાછો જાગ્રત થઈ જાય છે.



જ્યાં મમતા અને પ્રેમ હોય ત્યાં ખોટો વિવેક જોઈએ નહિ.



પરસ્પર મિલન માટેનું સ્ત્રી-પુરુષનું આકર્ષણ એ એક સત્ય-વાસ્તવિક વસ્તુ છે. ધૂળની રજથી માંડીને તે આકાશના તારા સુધીની જગતની સર્વ વસ્તુઓ તેના પક્ષમાં છે, અને માણસ તેને કેટલીક શબ્દજાળ વડે ઢાંકી રાખવા ઇચ્છે છે. ઘરના ઘડેલા નિયમ કે બંધનો મારફત તેને પોતાના ઘરની વસ્તુ બનાવવા તે ચાહે છે.



આંખોની ચોકી ચુકાવીને ગુપ્ત રીતે અંતરમાં દેખાવ દે એ રૂપ યોગ્ય છે. અને ત્યારે તે ભક્તિની અમરાવતીમાં

આવીને ઊભું રહે છે – ત્યાં તેને કશા શણગાર સજીને આવવું નથી પડતું.



જે પૂજા સાચી છે તેના દેવ પણ સાચા.



જે દિશામાં વેદના વિશેષ, ત્યાં આકર્ષણ પણ વિશેષ જ !



દયા અને પ્રેમ એ બંને પર એકીસાથે અધિકાર કેમ રાખવો ?



એક જબ્બર આવેગ આવી ગયા પછી હૃદય થાકી જાય છે. તે બાદ થાકેલું તે હૃદય પોતાના અનુભવના વિષયને થોડો સમય આઘે કરી દેવા ઇચ્છે છે. એ ભાવની ઓટ વખતે તળિયે છુપાઈ રહેલો તમામ કાદવ બહાર માલૂમ પડી આવે છે, અને જેના તરફ મોહ થતો હોય તેના તરફ અણગમો પેદા થાય છે.



મતભેદનો સ્વીકાર પ્રેમ જો ન કરી શકતો હોય તો જગતમાં મતભેદો હોય જ શાના ?



પ્રેમમાં સભ્યતાને વળી શાનું સ્થાન? પ્રેમ જંગલી જ હોય. એનું જંગલીપણું પથ્થરને બાજુ કરીને માર્ગ શોધી લેવા માટે છે.



પ્રેમનાં બંધને બંધાઈને જ્યાં સુધી લોકો એક થયેલાં હોય છે ત્યાં સુધી તો ગમે તેવાં ઝેરને પણ તેઓ પચાવી જઈ શકે છે.



વિયોગ આવતાં પ્રેમનો વેગ ઘણો વધી જવા પામે છે.



એકચિત્તે યાદ કરીને જેને બોલાવીએ તે જરૂર આવ્યા વિના રહેતું નથી.



મિલનને સુંદર બનાવવું હોય તો સ્વેચ્છાનાં બંધનોને સ્વીકારવાં પડે. માગીએ તે જો તુરત મળી જાય તો તો મૂલ્યવાન વસ્તુ પણ સસ્તી બની જાય અને તેમાં આપણે પોતે જ છેતરાઈએ, કેમકે મોંઘી કિંમતે મેળવેલી વસ્તુ જ માનવીને સાચો આનંદ આપે.



અગ્નિપરીક્ષામાંથી પસાર થઈને પવિત્ર બનેલા પ્રેમને સુખના દાનની આશા ન જ હોય. એ પ્રેમ મુક્ત છે, એટલે

મુક્તિ આપવાની પણ એનામાં શક્તિ હોય છે. તેની પછી અસ્વચ્છતા કે વિષાદ નહિ આવે.



જે પ્રેમ ફેલાઈ જઈને આકાશમાં મુક્ત રહે, જે અંતરે જઈ એને જીવવાની શક્તિ આપે, અને જે પ્રેમ જિંદગીનાં નિત્યનાં નાનાંમોટાં કાર્યોને વળગી જકડાઈ રહે તે સંસારને માટે આસક્તિ કરાવે.



વાર્તાનાં પુસ્તકોમાં જે નિયમો અનુસાર 'રોમાન્સ'ના ઢંગ રચાય તે ઢંગે જ જિંદગીને ઘડાવું પડે એવું કોણે કહ્યું ?



જેઓ ખૂબ નિકટના સ્નેહીઓ સાથેનો કુદરતી એખલાસ તૂટી જતાં, બીજાઓની જેમ, સહેલાઈથી દૂર કરી શકાતાં નથી અને ફરી પાછા વહાલાં માનવીની જેમ, સહેલાઈથી મેળવી શકાતાં નથી, તેમની એ આત્માની વિશાળ એકતા રાતદિન છાતી ઉપર જબ્બર બોજો બનીને દબાઈ રહે છે.



દુનિયામાં સૌથી મોટી લડાઈ સંમોહ અને સંમોહનની મારામારીના જાદુની હોય છે.



કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ રિપુઓ છે. તેમાંના પહેલા બે અને છેલ્લા બે પુરુષો માટે છે અને વચલા બે કાપુરુષને માટે છે. પુરુષે કામના કરવી, પણ તેમાં લોભ કે મોહ ન હોવો જોઈએ. જો લોભ કે મોહ હોય તો તો કામના જ ધૂળમાં મળે ને ? મોહ ભૂતને અને ભવિષ્યને વીંટળાઈ રહેલો હોય છે. વર્તમાનનો માર્ગ ભુલાવવામાં એ ભારે ઉસ્તાદ છે.



જે કાર્યને આપણે સાચું માનતાં હોઈએ તેને મેળવવા માટે મોહની મદદ લઈએ એ ન ચાલે.



મોહ વિના પામર માણસોને ચાલે જ નહિ, અને દુનિયાના પોણા ભાગના માણસો પામર હોય છે. એ મોહને જીવતો રાખવાને માટે જ બધા દેશમાં દેવતાઓ ઉભા કરવામાં આવે છે.



પારકાનું મન સંપૂર્ણપણે કબજે કરવા માટે ચોક્કસ ક્રીડા અને રમત કરવી જોઈએ.



જે માણસ ચાહે છે તેને રાજી કરવું એ હૃદય પોતે જ કહી આપે છે, પરંતુ જે ચાહતું નથી તેનું મન કેમ જીતવું ?

જે માણસ કોઈ બીજાને ચાહે છે તેની પાસે સ્નેહ મેળવવા દોડવું એ કેવું શરમજનક છે!



પ્રેમ જ સંપૂર્ણતા છે. પ્રેમની ઇચ્છાને ગરીબીનુ બિચારાપણું શોભે નહિ.



કવિઓએ તો પ્રિયતમાનાં મુખ વિશે જ બધું લખ્યુ છે, પણ એના હાથમાં હૃદયના કેવા ગૂઢ ભાવ ભરેલા છે! પ્રેમના જે બધા લાડ, જે બધી સેવા હૃદયની સહાનુભૂતિ તથા અણઉચ્ચાર્યા શબ્દોની વાણી : એ સઘળું એ હાથમાં જ સમાયેલું છે.



પ્રેમ સ્વભાવથી જ વૈરાગી હોય છે. તે રસ્તાની ધારે ધૂળમાં જ પોતાનાં ફૂલો નિરંતર ખીલવ્યા કરે છે. તે દીવાનખાનાના ચિનાઈ માટીના કૂંડામાં પોતાનો પ્રભાવ દાખવી શકતો નથી.



સ્ત્રી-પુરુષનો એકબીજા ઉપર સમાન અધિકાર છે, એથી જ તેમની વચ્ચે સમાન પ્રેમનો સંબંધ હોય છે.



હોય છે. જે પૂજા કરે અને જેવી પૂજા કરવામાં આવે તે બન્નેની ઉપર તેનો પ્રકાશ સરખો જ પડે છે.



પ્રેમની ઉજવણી ફક્ત બે માનવીથી જ પૂર્ણ થતી નથી. સુખ અને આનંદનો લહાવો વહેંચવા માટે વધારાના માનવીઓની જરૂર પડે છે.



સ્નેહની સાથે ગુસ્સો નહિ હોય તો પ્રેમનો સ્વાદ સચવાતો નથી.



સંસારના મુશ્કેલ કર્તવ્યમાર્ગમાંથી પ્રેમને જો ફૂલની જેમ ચૂંટીને જુદો કરી લઈએ તો તે માત્ર પોતાના રસ વડે પોતાને જીવંત રાખી શકતો નથી, પણ ધીમે ધીમે વિમર્ષ અને વિકૃત બની જાય છે.



કામકાજમાં પ્રેમનું મૂળ જો નહિ હોય તો ભોગનો વિકાસ સંપૂર્ણ અને કાયમી બની શકતો નથી.



સમાગમથી મૂઢ ચિત્તને આનંદ મળી શકતો નથી. ત્યારે પણ પળ વાર માટે મિલનજાળમાંથી અલગ રહેવું

જે માણસ કોઈ બીજાને ચાહે છે તેની પાસે સ્નેહ મેળવવા દોડવું એ કેવું શરમજનક છે!



પ્રેમ જ સંપૂર્ણતા છે. પ્રેમની ઇચ્છાને ગરીબીનું બિચારાપણું શોભે નહિ.



કવિઓએ તો પ્રિયતમાનાં મુખ વિશે જ બધું લખ્યું છે, પણ એના હાથમાં હૃદયના કેવા ગૂઢ ભાવ ભરેલા છે! પ્રેમના જે બધા લાડ, જે બધી સેવા હૃદયની સહાનુભૂતિ તથા અણઉચ્ચાર્યા શબ્દોની વાણી: એ સઘળું એ હાથમાં જ સમાયેલું છે.



પ્રેમ સ્વભાવથી જ વૈરાગી હોય છે. તે રસ્તાની ધારે ધૂળમા જ પોતાનાં ફૂલો નિરંતર ખીલવ્યા કરે છે. તે દીવાનખાનાના ચિનાઈ માટીના કૂંડામાં પોતાનો પ્રભાવ દાખવી શકતો નથી.



સ્ત્રી-પુરુષનો એકબીજા ઉપર સમાન અધિકાર છે, એથી જ તેમની વચ્ચે સમાન પ્રેમનો સંબંધ હોય છે.



પ્રેમના થાળમાં ભક્તિની પૂજા, આરતીના દીવા જેવી

હોય છે. જે પૂજા કરે અને જેવી પૂજા કરવામાં આવે તે બન્નેની ઉપર તેનો પ્રકાશ સરખો જ પડે છે.



પ્રેમની ઉજવણી ફક્ત બે માનવીથી જ પૂર્ણ થતી નથી. સુખ અને આનંદનો લહાવો વહેંચવા માટે વધારાના માનવીઓની જરૂર પડે છે.



સ્નેહની સાથે ગુસ્સો નહિ હોય તો પ્રેમનો સ્વાદ સચવાતો નથી.



સંસારના મુશ્કેલ કર્તવ્યમાર્ગમાંથી પ્રેમને જો ફૂલની જેમ ચૂંટીને જુદો કરી લઈએ તો તે માત્ર પોતાના રસ વડે પોતાને જીવંત રાખી શકતો નથી, પણ ધીમે ધીમે વિમર્ષ અને વિકૃત બની જાય છે.



કામકાજમાં પ્રેમનું મૂળ જો નહિ હોય તો ભોગનો વિકાસ સંપૂર્ણ અને કાયમી બની શકતો નથી.



સમાગમથી મૂઢ ચિત્તને આનંદ મળી શકતો નથી. ત્યારે પણ પળ વાર માટે મિલનજાળમાંથી અલગ રહેવું

ભયજનક લાગે છે. સંભોગનું સુખ ભસ્માચ્છન્ન છે, છતાં બીજાં કાર્યો તરફ પગલાં જતાં નથી. સંભોગસુખને એ એક ભયંકર શાપ છે કે એ સુખ લાંબો કાળ રહેતું નથી. પણ એનું બંધન દૃઢ થઈ જાય છે.



એ ઘડી માનવજીવનમાં વારંવાર આવતી નથી. વરસોનાં વરસો સુધી મૂંગું રહેલું મન એકાએક એક દિવસ કોઈ શુભ ચોઘડીએ જ વાચાને પામે. મૂંગા ઉરનાં એ બંધ બારણાં જ્યારે વાચા આવીને તેને ધકેલે, ત જ સમયે જો એને ખોલવાની ચાવી નહિ જડે તો પછી બીજો એવો અવસર આ જીવને તો નથી જ મળવાનો. સંકોચ વિનાના સ્વરે એ શબ્દો બોલવાની દિવ્યશક્તિ ફરી પાછી નહિ જડે. જે દિને એ વાચા ફૂટે તે દિવસે સારીયે દુનિયાને પુકાર પાડીને કહેવાનું મન થાય કે 'હે લોકો, સાંભળજો આ — મને પ્રેમ મળ્યો છે.'

'મને પ્રેમ મળ્યો છે.' એ શબ્દો અજાણ્યા સાગરને પેલે તીર રહેલાં પંખીડા સરખો જ હોય છે. ઘણા દિવસોની મુસાફરીને અંતે અતિ આઘેથી એ આવે છે.



ચોક્કસ વ્યક્તિ ઉપર પ્રેમ હોય તે કાંઈ દસ્તાવેજથી સાબિત ન કરી શકાય. એની તો પરસ્પર હૃદયો જ સાક્ષી આપે છે. જેના પ્રત્યે જેનું વહાલ હોય છે તે વહાલ તો બેવડા બળથી વધે છે.



જેનામાં પ્રેમ યા લાગણીના સૂત્ર વડે સૌની સાથે એકતા સાધવાની શક્તિ નહિ હોય તેણે નિયમોનાં સૂત્ર વડે સૌની સાથે મેળ મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ.



કોઈ કોઈ મહાન પળે સ્ત્રી–પુરુષના પ્રેમમાંથી કોઈ નહિ વર્ણવી શકાય તેવી અદ્ભુત અસામાન્યતા પ્રગટ થાય છે.



જગતમાં અનેક મુખ દેખાય છે, પણ કોઇ મોઢું એવું હોય.છે કે જે કાંઈ પણ બોલ્યા વિના જ મનની અંદર સીધું પ્રવેશી જાય છે. સુંદરતાને લઈને જ એવું થાય છે. એ તત્ત્વ તે એની સ્વચ્છતા — પારદર્શકતા હશે. ઘણાંખરાં મોઢાં ઉપર મનુષ્યસ્વભાવ પોતાને પૂર્ણપણે પ્રગટ કરી શકતો નથી. પરન્તુ જે મોઢા ઉપર અંતરને ખૂણે રહેલું રહસ્ય સ્પષ્ટ રીતે વર્તાઈ જાય છે તે મુખ હજારો માનવીઓમાં જણાઈ આવે છે, અને પળ વારમાં મનમાં તેની છાપ ચોંટી જાય છે.



જે દિને તાજમહાલનું બાંધકામ સંપૂર્ણ થયું હશે તે દિને શાહજહાન પણ મુમતાઝના અવસાનથી રાજી થયો હશે, એવું શું નથી લાગતું ? શાહજહાનના સ્વપ્નને અમરતા બક્ષવા માટે એ મરણની જરૂર હતી. એ અવસાન જ મુમતાઝનું સર્વશ્રેષ્ઠ પ્રેમદાન હતું. તાજમહાલમાં શાહજહાનનું

દુઃખ નથી દર્શાવાયું. એમાં તો એનો આનંદ જ સજીવન થવા પામ્યો છે.



પ્રેમનું પાત્ર આંખ સુધી આવ્યું હોય અને પછી કોઈ અણધારેલ કારણે હાથ સુધી પહોંચતાં પહેલાં તે સરકી જાય તો એ પાત્રમાંનું અમૃત, પછી અમૃત નહિ રહે, બલકે હળાહળ ઝેર થઈ જાય છે. પછી પ્રેમનું ભયંકર દ્વેષમાં પરિણામ આવે. પ્રેમની અવળી બાજુ એટલે જ દ્વેષ.



ઉઘરતી વયનો ઉપરનો પ્રેમ અસંખ્ય નાનામોટા અંતરાયોને લઈને વિશેષ મધુર લાગે છે. શરમનો અંતરાય, ઘરનાં માણસોનો અંતરાય, બિનઅનુભવનો અંતરાય — એ બધાંની પાછળથી પહેલા પરિચયનો જે આભાસ મળે તે પ્રભાતનાં અજવાળાં જેવો રંગીન હોય છે — મધ્યાહ્ન જેવો બિલકુલ ઉઘાડો અને રંગછટા વિનાનો હોતો નથી.



કેવળ પ્રિયાના પ્રેમનું જ આકર્ષણ કરવું એટલું પૂરતું નથી. શ્રદ્ધા પણ સાથે જનમવી જોઈએ.



પ્રેમનાં જુલમનું સ્થાન તો રહેવાનું જ. જુલમ કરવો અને વળી તે સહન કરવો એ જ પ્રેમનું લક્ષણ! પણ એ જુલમ જુદી જગ્યા પર ચાલે. સ્વભાવને ફેરવવા માટે દબાણ

કરવામાં તે ખપ નહિ લાગે. સાથે એ પણ ખરું કે બે જણે સાથે મળી ઘર બાંધવું હોય તો એકબીજાએ એકબીજાના આદર્શ મુજબ થોડુંઘણું તો ચાલવું જ પડે. જ્યાં પ્રેમ હોય ત્યાં એ વાત મુશ્કેલ નથી બનતી. જ્યાં પ્રેમ નથી હોતો ત્યાં જ આદર્શ ઘડવા માટે હથોડાની જરૂર રહે છે. એવા હથોડાના ઘામાંથી જ "ટ્રેજેડી" જન્મે.



ઘર બાંધવા માટે ઘડાયેલાં માણસની રસમ જ જુદી જાતની હોય. રોજના કાર્યક્રમના ચાકડા ઉપર તેમનાં જીવન આપોઆપ જ ઘડાઈ ઊઠે. પણ જે એવી માટીનાં બનેલાં નથી હોતાં તેવાંને પોતાની સ્વતંત્રતા છોડવી પાલવે નહિ. આટલી સાદી વાત પણ જે સ્ત્રી નથી સમજી શકતી તેને તો ડગલે ને પગલે છેતરાવું જ પડે; તેમ જ જે પુરુષ એ નથી સમજતો તે પણ નકામી ખેંચતાણમાં પોતાની સારી યે જાતને જ ગુમાવી બેસે છે. મોટા ભાગનાં લગ્નમાં એક જાતના બંધન સિવાય બીજું કાંઈ નથી હોતું.



પ્રેમની — ખાસ કરીને ઉપેક્ષિત પ્રેમની — વાત સાફ જિગરે કહેવાથી માનવીનો પરિચય એકદમ ગાઢ બની જવા પામે છે.



સુંદરતાને કોઈ જાત નથી. એ બધામાં રહેલી જ છે.



પતિપરાયણ સ્ત્રી જ પ્રેમનું યોગ્ય સૌન્દર્ય અનુભવી શકે, સ્વૈરિણી નહિ.



માનવીને વશ કરવાનું કામ સહેલું છે, એટલે જ તો પ્રેમનું બીજું નામ છે મનને ભોળવવું !



પ્રેમના ફણગાઓમાં છૂપી રીતે જળસિંચન કરવામાં યુવાન સ્ત્રીઓને ખૂબ મજા આવે છે.



હૃદયને જીતવાની તીક્ષ્ણ શક્તિ કોઈ પુરુષની ઉપર અજમાવી જોવાનું સ્ત્રીને મન થવું એ અયોગ્ય હોઈ શકે છે, પરંતુ તદ્દન અકુદરતી તો નથી જ.



જે બોલી શકતું નથી તેને લાગણી થતી હશે એવું કોઈના માન્યામાં આવતું નથી.



જે પ્રેમમાં મોઢુ ખોલીને તમામ વાતો કહેવાય નહિ અને જે પ્રેમમાં ડરતાં ડરતાં પગલું ભરવું પડે તે પ્રેમનું ખેંચાણ બળવાન હોય તોયે સૂર્ય અને પૃથ્વીના ખેંચાણની જેમ વચમાં તે એક પડદો રાખે છે.



બજારમા વેપારીની આબરૂનુ જેવુ સ્થાન છે તેવુ સ્થાન ઘરમા પ્રેમનુ છે



જ્યારે કોઈ પ્રેમી પોતાના હૃદયમા યોગ્ય પ્રેમને અનુભવે છે ત્યારે તે પ્રેમને પ્રગટ કરવા માટે તે પોતાનો પૈસો, માન, જિંદગીનુ સર્વસ્વ — સર્વેને પળ વારમા તિલાજલિ આપે છે



જેમના હૃદયમા પ્રેમની જ્યોત હોતી નથી યા જેમનુ હૃદય બરફનુ બનેલુ હોય છે તેઓ લાબા સમય સુધી તાજા રહે છે તેઓ કજૂસની જેમ અંદરથી અને બહારથી પોતાને સાચવી રાખે છે



પુરુષને ભોળવાને સ્રી પોતાની શક્તિથી તેનો પ્રેમ જીતવા માગે છે જો પતિ એવો ભોળો હોય કે સ્રીને આવી તક નહિ આપે તો એ પતિનુ નસીબ નબળુ સમજવુ અને એ સ્રીનુ તો એના કરતા પણ ખરાબ



પ્રભુ! તારા પ્રેમની વહેતી અમૃતધારા તું અટકાવી દઈશ ના એ ધારાથી જગતનુ વિશાળ વાસણ ગળા સુધી છલોછલ ભરી દજે





# લગ્ન

ગમે તેટલા પ્રેમ અને વહાલમાં રાખવા છતાં દીકરી લગ્ન બાદ પારકી થઈ જાય છે.



વખત આવ્યે જેની સાથે ઝઘડો પણ ન કરી શકાય એવા ધણીની સાથે કઈ સ્ત્રી ઘર માંડી શકે !



બે વ્યક્તિનાં હૃદય મળે એનું નામ લગ્ન! એ વખતે કયો મંત્ર ભણવામાં આવે છે તે મહત્ત્વનું નથી. ગમે તે રીતે પ્રભુનું નામ લેવાય એટલે બસ થઈ પડે છે.



લગ્ન કરીને છેતરાવામાં આફત છે. લગ્ન નહિ કરીને છેતરાઈએ તે સારું.



આપણા દેશમાં વિવાહ મુખ્યત્વે વ્યક્તિગત બાબત નથી, પરન્તુ કૌટુંબિક બાબત છે.



મોટા ભાગના અરસિક લોકો લગ્નને જ મિલન માની બેસે છે. અને એટલે જ મિલનની સાચી કિંમત એમને મળી શકતી નથી.



લગ્ન એટલે પ્રેમ એમ કહીએ તો એક શબ્દને બદલે બીજો આવીને ઊભો રહે. પ્રેમ શબ્દ તે લગ્ન શબ્દના કરતાં વિશેષ સજીવ છે.



કોઈ કોઈ માનવીને માથે ગજબનો બોજ ઓઢાડીને ઈશ્વર દુનિયામાં મોકલે છે. એવા બે જીવને એક સાથે જોડીને ચલાવવા હોય તો એમાના એકની ઉપર બહારનો બોજો નાખીને બંનેનો બોજો સમાન કરવો જોઈએ.



પુરુષ અને સ્ત્રી બંનેનાં મનને પરિપકવ બનાવવા કાજે લગ્નના થોડા સમય પહેલાં વેવિશાળ થઈ જવાની જરૂર હોય છે. પહેલો પરિચય થાય અને છેવટે લગ્ન થાય એ બેની વચમાં એક એક આધ્યાત્મિક સંબંધ બંધાય છે. એ સંબંધમાં સાંસારિક જવાબદારી નથી, છતાં બંધન છે. તેથી એ ખાસ મહત્ત્વનો છે.



લગ્ન શબ્દના હજારો અર્થો કરી શકાય. માનવીમાં

ઓતપ્રોત બનીને જ એનો અર્થ રહે. માણસને ગણતરીમાં લીધા વિના એનો અર્થ કરવા બેસીએ તો ઘણો ગોટાળો થઈ જાય.



સૌને રાજી કરવાની શક્તિ સૌમા નથી હોતી. છતા સી જો હૃદયપૂર્વકના સાચા ભક્તિભાવથી પોતની સેવા બજાવે અને સંસારનું કામકાજ કરે તો પતિ ભલે તેને તુચ્છ કહીને લાત લગાવે, છતાં ખુદ પ્રભુ તેને સ્વીકાર કરશે.



જે લોકો વિશેષ ચીવટાઈવાળા હોય છે તે તો સાધારણ રીતે માણસના સારા ગુણો જોઈને એમા જ રાચે છે, પણ લગ્નની ગાઠ પડતાં સ્ત્રી અને પુરુષ પરસ્પર વધારે નજીક આવી જાય, તેમની વચમાં કશું અંતર ન રહે ત્યારે માણસના બધા જ ગુણદોષ ઉઘાડા થાય. તેમાં કાંઈ છુપાવવા માટે અવકાશ જ નથી હોતો.



દાંપત્ય પણ એક કળા છે એ લોકો ભૂલી જાય છે. એને પણ રોજ રોજ અવનવાં સ્વરૂપે ઘડાવું પડે છે.





જે કોઈ સ્ત્રી પારકાં બાળકને ઉછેરે તો તે બાળક ઉપર તેનો પ્રેમ વધારે બળવાન હોય છે અને સ્વાર્થ વગરનો પણ હોય છે.



છોકરવાદની તમામ જવાબદારી માતા જ લઈ શકે. છોકરાંને મન તો તમામ વાતો રમત જેવી હોય.



બાળકને બચપણથી જ કુદરતની ગોદમાં સ્વતંત્ર મૂકી દઈએ તો તેને સૌન્દર્યનું દર્શન જરૂર થવા પામે છે.



બાળકો બધાં જ સ્વર્ગમાંથી ઊતરી આવ્યાં છે એમ નથી, અથવા તો તેઓ દેવબાળકો છે એમ પણ નથી; એટલું જ નહિ પરંતુ માનવી અને રાક્ષસ વચ્ચેનો તફાવત તેઓ જાણતાં હોતાં નથી. તેમનામાં પણ સ્વાર્થ, ક્રોધ, લોભ, અદેખાઈ અને સારાંનરસાંની લાગણીઓ પ્રબળ હોય છે.



બાળકના ઘડતરમાં લાડની પણ જરૂર પડે છે.



માતાનો પ્રેમ તો અંતર્યામી છે. એની આગળ કશું પણ છુપાયેલું રહેતું નથી. માની વ્યથા અને પુત્રીની વ્યથા ઊઠતાંબેસતાં, ખાતાંપીતાં, જાગતાંઊંઘતાં, ઘરનાં આકાશને પળેપળે જાણે વેદનાની વીજળી વડે ફટકાવે છે.



બાળક ધૂળમાં આળોટીને પણ માતાના ખોળામાં જઈ બેસે છે.



માત્ર તવંગરીથી જ કાંઈ બાળકો સાચાં માનવી નથી બનતાં. એથી તો ઊલટી ખામી વધી જવા પામે. બાળકો કઈ રીતે સાચાં અને સરસ માનવી બને તેનો જ વિચાર કરો.



મારો આનંદ અને સંતોષ બાળકોને ઈશ્વરનો તાલબદ્ધ નાટક, કે જે રમતગમતથી ભરેલો છે, તેમાં નાચતાં અને ગાતાં કરવાના પ્રયત્નમાં છે. તેમને પ્રસંગોપાત્ત રજાઓ આપી તેમનાં હૃદયને આનંદથી નચાવી મૂકવામાં મને હમેશાં ગમ્મત આવે છે.



બાળકને એક બાળક તરીકે જ જોવાય અને તેમની કુતૂહલવૃત્તિને સંતોષાય તો બાળઉછેરનો સવાલ તદ્દન સામાન્ય બની જવા પામે. જ્યારે બાળકને સરકસનાં જાનવરની જેમ તાલીમ આપવાનો પ્રયાસ થાય છે ત્યારે જ સગવડ ઉભી થાય છે.



નવું જન્મતું હરેક બાળક સૂચવે છે કે પ્રભુ માનવજાતથી હજુ નિરાશ થયો નથી.






અમંગળના પ્લેગનો ચેપ ભારે ભયંકર હોય છે. તે વિપત્તિની મશાલ થઈ જાય છે; પોતે બળે છે તે આખા સંસારને આગ લગાડવા માટે જ.



સંસારમાં પારકું કોઈ નથી તેમ કોઈ પોતાનું પણ નથી. જે આપણને પોતાનું માને તે પોતાનું, અને પારકું માને તે પોતાનું હોય તોયે પારકું જ !



સંસારની એ જ ખૂબી છે. શું કરવાથી શું થાય, ક્યાં આગળ શું ધાધલ થઈ બેસે તે આગમચથી કહી ન શકાય.



કિસ્મતને પ્રતાપે જો કોઈ સુખે સુખી અને દુઃખે દુઃખી એવું માણસ મળે તો તેને છોડીને જવાનું મન થાય ખરું ?



ઘરનું કામકાજ હમેશાં અનુભવ અને અભ્યાસથી જ આવડે છે.



ઘરનું માણસ જ્યારે દુશ્મનાવટ કરવા બહાર પડે છે ત્યારે તે બહારના દુશ્મન કરતાં પણ વિશેષ ભયંકર બની જાય છે.



ચૂલામાં દેવતા સળગાવવો હોય તો ફૂંકી ફૂંકીને નાક અને આંખમાં પાણી આવી જાય છે, પણ ઘરને જો આગ લાગી હોય તો તેને બૂઝાવવાનું કઠિન છે. લોકોની સારી વાતો દબાયેલી રહે છે, પરંતુ દુષ્ટ વાતો એક કાનેથી બીજે કાને સડસડાટ પહોંચી વળે છે.



એક વ્યક્તિને પસંદ આવે અને બીજાને ન આવે તો તેટલામાંથી પણ રક્તની નદીઓ વહેતી થયેલી સાંભળી છે.



સંસારમાં આવીને લોકોને સુંદરતાનું કાંઈ ભાન હોતું નથી. એનો પુરાવો એ જ છે કે કુરૂપતા તેમના સમક્ષ જરા પણ દુઃખરૂપ નથી લાગતી.



સંસારનાં મોટાં મોટાં જીવનનાટકો મોટે ભાગે પડદા




અમંગળના પ્લેગનો ચેપ ભારે ભયંકર હોય છે. તે વિપત્તિની મશાલ થઈ જાય છે; પોતે બળે છે તે આખા સંસારને આગ લગાડવા માટે જ.



સંસારમાં પારકું કોઈ નથી તેમ કોઈ પોતાનું પણ નથી. જે આપણને પોતાનું માને તે પોતાનું, અને પારકું માને તે પોતાનું હોય તોયે પારકું જ !



સંસારની એ જ ખૂબી છે. શું કરવાથી શું થાય, ક્યાં આગળ શું ધાંધલ થઈ બેસે તે આગમચથી કહી ન-શકાય.



કિસ્મતને પ્રતાપે જો કોઈ સુખે સુખી અને દુઃખે દુઃખી એવું માણસ મળે તો તેને છોડીને જવાનું મન થાય ખરું ?



પારકી વ્યક્તિ ભાઈની રીતે વ્યવહાર જાળવે પણ સગો ભાઈ જ કેવળ ભાઈની રીતે વ્યવહાર રાખે નહિ.



સંસારમાં વસીએ તો ઇચ્છા યા અનિચ્છાએ, જ્ઞાન યા અજ્ઞાનથી, ભૂલ કે ભ્રમણાથી કાંઈ કાંઈ સુખદુઃખ થતાં જ રહેવાનાં. પણ મનમાં જો બળવાન શ્રદ્ધા સાચવી શકીએ તો દુખમાં પણ એક પ્રકારની શાંતિ પમાય છે; નહિ તો માત્ર કંકાસ, ઝઘડા અને બોલાચાલીમાં જ જીવન ખતમ થઈ જાય છે.



સંસારની સારી ચીજો રસ્તે શહેરીએ ભટકતી હોવા છતાં નવરા માનવીની આંખે તે નથી પડતી એ જ સારું છે, નહિ તો તે બધી વસ્તુઓનો નાશ થઈ જાય. તેની સાચી પરખ તો આ વિશ્વની નસેસેસે, ઊંડાણે જ રહેલી છે.



જેનાં બધાં સગાંવહાલાં એક પછી એક મરી ગયાં હોય તે પણ એકલું ન કહેવાય. મૃત્યુના પડદા પાછળથી પણ તેને સોબત મળે છે; પણ તેનાં બધાંય સ્વજનો પાસે જ હોવા છતાં પાસે ન હોય, જે માણસ આખા સંસારના બધા સંબંધોમાંથી એકદમ અટૂલું પડયું હોય, તેને અંધકારમાં બેઠેલું જોઈ આખા નમલોકને શરીરે રૂંવાડાં ખડાં થઈ જતાં હોવાં જોઈએ.



પાછળ જ ભજવાતાં હોય છે. તેનો છેલ્લો અંક પડયા. પછી તે પડદો ઓચિતો ઊંચકાઈ જાય છે.



દુનિયાદારીમાં ફસેલા માણસો પણ પારકાની ટીકા અને પારકાની નિંદા કરતા હોય છે, પરન્તુ જેઓ ધાર્મિકતાને નામે એ કામ કરતા હોય છે તેમની નિંદક વાણીમાં આધ્યાત્મિક અહંકાર ભળેલો હોવાથી સંસારમાં તે ખૂબ તીવ્ર ઉપદ્રવ પેદા કરે છે.



આજનું ઘર આવતી કાલે નાનું લાગે એ જ સંસારનો નિયમ ! માનવી પહેલે ગરીબાઈમાં જન્મે, બાદ તવંગરીમાં ઘર માંડે અને તેના પછી છેવટની સાધના તે ત્યાગ.



જેઓના ઘરમાં લક્ષ્મી ન હોય તેમને જ અત્યંત નિર્મળ થવું શોભે; કલંકને માટે પૂરતી જગ્યા આકાશના તારામાં નથી હોતી, ચન્દ્રમાં જ હોય છે.



ફેરફાર એ સંસારનો ધર્મ છે. પૈસેટકો, રૂપ, યૌવન, એ બધાનો ફેરફાર થાય છે એ વાત સાચી, પણ ફેરફાર નહિ થાય એવી ચીજ શું કોઈ જ નથી ?



પારકી વ્યક્તિ ભાઈની રીતે વ્યવહાર જાળવે પણ સગો ભાઈ જ કેવળ ભાઈની રીતે વ્યવહાર રાખે નહિ.



સંસારમાં વસીએ તો ઇચ્છા યા અનિચ્છાએ, જ્ઞાન યા અજ્ઞાનથી, ભૂલ કે ભ્રમણાથી કાંઈ કાંઈ સુખદુઃખ થતા જ રહેવાના પણ મનમા જો બળવાન શ્રદ્ધા સાચવી શકીએ તો દુખમા પણ એક પ્રકારની શાંતિ પમાય છે, નહિ તો માત્ર કંકાસ, ઝઘડા અને ઓલાચાલીમા જ જીવન ખતમ થઈ જાય છે.



સંસારની સારી ચીજો રસ્તે શહેરીએ ભટકતી હોવા છતાં નવરા માનવીની આંખે તે નથી પડતી એ જ સારું છે, નહિ તો તે બધી વસ્તુઓનો નાશ થઈ જાય. તેની સાચી પરખ તો આ વિશ્વની નસેનસે, ઊંડાણે જ રહેવી છે.



જેનાં બધાં સગાવહાલાં એક પછી એક મરી ગયાં હોય તે પણ એકલુ ન કહેવાય મૃત્યુના પડદા પાછળથી પણ તેને સોબત મળે છે, પણ તેના બધાંય સ્વજનો પાસે જ હોવા છતા પાસે ન હોય, જે માણસ આખા સસારના બધા સબંધોમાથી એકદમ અટૂલુ પડયું હોય, તેને અંધ કારમા એકેલુ જોઈ આખા નભલોકને શરીરે રૂંવાડાં ખડાં થઈ જતાં હોવાં જોઈએ



જગતમાં સારા-ખોટાનો મેળ મળવો સૌથી અઘરો છે; છતાં જગતમાં એ પણ મળે છે, અને વળી બધું સુખે-દુઃખે ચાલ્યા કરે છે. ઘણી વખતે એમાં અશુભ જ હોય એવું પણ નથી હોતું, શુભ પણ હોય છે. આ જો બની શકે છે તો પછી જરા મનનો મેળ નહિ હોય એટલા ખાતર બે માનવીઓનો મેળ કેમ નહિ મળે તે સમજાતું નથી. માણુ-સોના મનનો મેળ એ જ શું એમનો સાચો મેળ છે?



માનવી ભૂલ પણ કરે, નિષ્ફળતા પણ પામે, દુઃખ પણ ભોગવે, તોયે એનાથી હાથ જોડીને બેસી તો ન જ રહેવાય એને યોગ્ય લાગશે તેને ખાતર એ સર્વસ્વનો ભોગ આપ-વાનો. આમ થાય તો જ સંસારરૂપી નદીનો પ્રવાહ સદા વહેતો રહે અને સ્વચ્છ રહે. અલબત્ત, એથી કોઈક વાર કાંઠા તૂટી જવાથી જૂજ ખરાબી પણ વેઠવી પડે, પરન્તુ એવા ભયમાં અને ભયમાં હંમેશને માટે પ્રવાહને બાધી રાખીએ તો તેથી રોગોને આમંત્રણ આપવા જેવું જ થાય.



સંસારમાં અસંખ્ય પ્રકારની ખામીઓ હશે, પરન્તુ તેમાં કોઈ પણ સમયે ભૂલો શોધી કાઢનારાઓની ખોટ હોતી નથી.



સંસારમાં જે લોકો કાંઈ આપતા નથી તેઓ કાંઈ મેળવી પણ નથી શકતા. આથી સહેજે જે આપણા હાથમાં આવે છે તેને આપણે પૂર્ણપણે મેળવી શકતા નથી. એ વસ્તુ જ્યારે ત્યાગ મારફત મેળવી શકીએ ત્યારે જ તે આપણું અંતરનું યોગ્ય ધન બની શકે છે. જે કાંઈ આપણે આપણા હાથમાંથી ત્યાગી દઈએ તે જ આપણી સાચી સંપત્તિ. તેને પકડી રાખવાની મહેનત કરવી એ જ દુર્ભાગ્ય છે. જે માનવી જેટલે અંશે સ્વાર્થ ત્યાગ કરી શકે છે તેટલે અંશે તે, તે ચીજ મેળવવાને શક્તિમાન બને છે. ત્યાગના પ્રભાવથી નાનામાં નાની ચીજ મોટી બની જાય છે.



# વિભાગ ૩ જો : સુગંધ

જિન્દગી જિંદાદિલીનું નામ છે.—બ. ક. ઠાકોર






## સમાજ નામનો પદાર્થ સત્યના માર્ગમાં જબ્બરજસ્ત અંતરાય ઊભો કરે છે.

સમાજ જરૂર જણાતાં માનવીને મદદ કરતો નથી, કે નથી તેને મુસીબતમાં સાથ આપતો. એ તો માત્ર શિક્ષાઓના ભય બતાવીને એને ધૂળ ચાટતો કરી નાંખે છે.



જંગલમાં જઈને શું માનવી ઈન્સાનિયતનો લાભ પામી શકે છે ખરો ? જંગલમાં રહેનારની ગણતરી બહુ બહુ તો વનચર પ્રમાણે જ થાય. મનુષ્ય સુધરી શકે છે ફક્ત માનવસમાજમાં જ.



જગતમાં સાહસિક જીવને જેઓ નવા નવા પ્રશ્નોના તોડ શોધવા તૈયાર થાય છે, તેઓ જ સમાજને મહાન બનાવે છે.



સમાજ એવી ચીજ છે કે 'માણસ સૌથી પહેલો માણસ છે' એ સાવ સામાન્ય હકીકતને જ તે એકદમ ભૂલાવી દે છે.



સમાજ જેવી વસ્તુ છે અને તેનો અંકુશ માન્યા વગર છૂટકો નથી.



સમાજ જો સમયની ગતિને રોકવા જાય તો એ સમાજને સામો આઘાત સહન કરવો જ પડે.



આપણે તો ઘણું ઇચ્છીએ, પરંતુ એમ કોઈને વળગી રહીને થોડું બચાવી શકીએ એમ છીએ? બચવાનો પણ એક કુદરતી નિયમ હોય છે. એ કુદરતી નિયમમનો જે ત્યાગ કરે છે તેનો કુદરતી રીતે જ બધા પણ ત્યાગ કરે છે.



સમાજે જ માણસને ખાતર ઉદાર દિલના બનવું જોઈએ.



સમાજથી પર જો તમારે થવું હોય તો સમાજ કરતાં ચડિયાતા તમારે થવું પડશે.



જે વસ્તુ ખોટી હોય તેને સહન કરી લઈએ તો સમાજ પ્રત્યે અન્યાય કર્યો ગણાય.



જે કોઈ અસર માનવીની વિચારબુદ્ધિને વિકૃત બનાવે, તે જો વધ્યા કરે તો તેને લોકસમાજને માટે હાનિકારક ગણવી જોઈએ.



સમાજ ભલે ટીકાઓ કરે એની બહુ કિંમત નથી. આજે જેની ઘણી વાતો થાય છે તેને કાલે તેઓ સાવ ભૂલી ગયા હશે.



પોતાના સમાજની સંખ્યામાં વધારો કરવા મથવું એ મજૂરના જેવું કામ છે.



પીઠ પાછળથી કોઈ બોલે તે મો પર નહિ બોલ્યા બરાબર છે.



વ્યક્તિ અને સમાજ બંનેથી પર એક ધર્મ છે. એ ધર્મ તરફ નજર રાખીને આપણે ચાલવું જોઈએ. વ્યક્તિને બચાવવી એ જેમ આપણું સૂક્ષ્મ કર્તવ્ય નથી, તેમ સમાજને બચાવવો એ પણ આપણું કર્તવ્ય નથી. એક માત્ર ધર્મને બચાવવો એ જ આપણું સૌથી મોટું કર્તવ્ય છે



જે સ્થળે ભાઈભાઈમાં કુસંપ છે, જ્યાં બે માણસો પરસ્પર લડે છે ત્યાં કુદરતની તરસી બનેલી શક્તિ રક્તલાલસા સાથે પોતાનું ખપ્પર હાથમાં લઈ ને ઊભેલી જણાય છે.



પાપનો અંત ક્યાં આવે છે એની કોને ખબર છે? પણ પાપનું એક બીજ એક સ્થળે પડ્યું તો તેને છુપાવવાને કરોડ પ્રયત્ન કરવા છતાં પણ તે બીજમાંથી હજારો વૃક્ષ ઉત્પન્ન થાય છે જ અને તેને લઈ ને મનુષ્યોનો આ સુંદર સમાજ ધીમે ધીમે માટીમાં મળી જાય છે. આમ શી રીતે બને છે એની સમજ કોઈ ને પડતી નથી.



વ્યક્તિની સ્વતંત્રતા મારફત આઘાત ખાઈએ ત્યારે જ આપણને સાચી ખબર પડે છે કે સનાતન સત્ય કયું છે અને માત્ર કલ્પના કઈ છે. આ જાણવું અને જાણવાનો પ્રયાસ કરવો એમાં જ સમાજનું હિત સચવાયેલું છે.



અત્યારના જમાનામાં સંયમની કપરી સાધના વિના સમાજમાં કોઈ પણ બંધન ટકી શકતું નથી.



સમાજને બુદ્ધિથી, દલીલોથી હરાવી શકાય છે, પરંતુ જ્યારે એને કાર્યથી મહાત કરવાનો સમય આવી લાગે છે ત્યારે અનેક સ્થળે ગાબડાં પડે છે. કોઈ અજાણ્યો ભય

અને નવે ચીલે ચાલવાની અનિચ્છા વગર કારણે માનવી પાસે પાછાં પગલાં ભરાવે છે.



અલગ પક્ષ બનાવી કેટલાક લોકો સમાજનું બંધન તોડી કાઢી, સઘળી બાબતમાં તેમની મરજી અનુસાર વર્તે અને સમાજના લોક જરા પણ ડગ્યા વિના તેમને જોયા કરે એ કુદરતી નથી. સમાજનાં લોક તેમની ભૂલો જોવાનાં જ, અને એ લોક જે કાંઈ સામાન્ય રીતે કરતા હશે તે પણ સમાજની નજરે તો વાંકું જ દેખાવાનુ. જેને તેઓ શુભ સમજતા હશે તેને સમાજ તો ખરાબ જ લેખશે અને એ વાજબી પણ છે, કેમકે પોતાને ફાવે તેમ સમાજને તોડી કાઢી બહાર ધસી જનારાઓને માટે જે શિક્ષા નિર્માણ થયેલી છે તેમાંની જ આ શિક્ષા પણ એક છે.



સમાજની નિંદા કરીએ તો તેમાં નિંદા કયાં આવી ? એ તો ફક્ત મતભેદની ટીકા કહેવાય. બાકી નિંદા તો વ્યક્તિગત જ હોય.



સમાજના નિયમો મારફત જ્યાં ધર્મ પ્રગટ થતો હોય ત્યાં તેની અવગણના કરી શકાય નહિ. જો કરવા જઈએ તો સમાજ અસ્તવ્યસ્ત થઈ જવા પામે.



નિયમથી જકડાઈને આપણે જો સમાજને પૂરેપૂરા વશ નહિ રહીએ તો આપણે સમાજની અંદરના ગૂઢ હેતુને સિદ્ધ થતો અટકાવીએ છીએ; કેમકે તે ઉદ્દેશ એવો તો ગૂઢ છે કે તેને સ્પષ્ટ જોવાની શક્તિ સૌ માનવીઓમાં નથી હોતી.



આપણો સમાજ એક નિસરણી સમાન છે. નિસરણીનો હેતુ જેમ નીચેથી ઉપર લઈ જવાનો છે તેમ સમાજનો ઉદ્દેશ પણ માનવજીવનમાં અંતિમ ધ્યેય તરફ લઈ જવાનો છે. જો આપણે સમાજને કે સંસારને જીવનનું ધ્યેય માન્યું હોત તો આવા અલગ અલગ વિભાગોની વ્યવસ્થાની આપણને કોઈ જરૂરિયાત ન રહેત - તો આપણે એક એક વ્યક્તિ યુરોપિયન સમાજની જેમ બીજાનાં કરતાં વધારે પ્રાપ્ત કરવાની લાલચમાં માંહોમાંહે ખેંચતાણ અને ઝઘડા કરતા હોત. તેમ કરવામાં જેમને સફળતા મળતે તે માથું ઉન્નત રાખીને ફરતે અને જેને નિષ્ફળતા મળતે તે સૌના પગ હેઠળ કચડાઈ જાત. પરંતુ આપણે ના સંસારમાં રહીને કર્તવ્યને ધર્મનું રૂપ આપ્યું છે, કેમકે આપણો હેતુ મુક્તિ મેળવવાનો છે. આથી એક તરફ સંસારનું કામ છે, બીજી તરફ સંસારનાં કામોનું પરિણામ છે. બંને બાજુ દૃષ્ટિ રાખી આપણા સમાજે વર્ણભેદ અને જ્ઞાતિભેદની સ્થાપના કરી છે.



# જિંદગી-મૃત્યુ

જિંદગીને આંસુના મહાસાગરમાં વહેવડાવી દેવા કરતાં હાસ્યની લહરીમાં તેને ઉડાવી દેવી એ જ ઉત્તમ છે, અને જગત એ જ રીતે ચાલી પણ રહ્યું છે.



ઝાડપાનની જેમ જડવત્ નિયમ અનુસાર ચાલ્યા કરવું એમાં માનવીની જિંદગીનું કશું સાર્થક નથી.



જિન્દગી તો સત્ય અને અસત્યની ગૂંથણી છે.



જિન્દગી અતિ ટૂંકી છે અને શુભ પ્રસંગો ઘણા જવલ્લે જ હોય છે અને વળી તકવાદી પણ હોય છે.



જિન્દગી નામે જ બનાવટ છે.



આપણી જિન્દગીનો માર્ગ જરાક આગળ ધપીને જ અટકી જાય છે, એટલે દૂરના ધ્યેયની કલ્પના પણ આપણા મનમાં પૂરી થતી નથી, અને તેને અંગે યોગ્ય ભાથું બાંધી લેવાની જરૂર પણ કોઈને જણાતી નથી.



પગ ઊંચકવો અને મૂકવો એ બે જેમ ચાલવાનાં અંગ છે તેમ જન્મ અને મરણ એ બંને સાથે મળવાથી જિન્દગીનો તાલ રચાય છે.



જિન્દગીની વિશેષ દુઃખભરી બીના એ છે કે સમય ઓછો છે અને કરવાનું ઘણું વધારે છે. સમયનો જેમને જિન્દગીમાં કાંઈ હિસાબ નથી તેવાંઓને જ સમય સાથે ખેલ કરવાના સૂઝે.



માનવ–જિન્દગીની ગતિ મહાનદી સમાન છે. પોતાના પ્રચંડ વેગથી તે નવા રસ્તા પાડે છે અને પહેલાં કદી ન વહી હોય ત્યાં તે વહેવા માંડે છે. એની ગતિ આવી વિચિત્ર છે અને એમાં આવા ન ધારેલા પલટા આવે છે તેની પાછળ પ્રભુનો હાથ છે. જિન્દગી કાંઈ બાંધેલી નહેર નથી. એને બાંધેલે રસ્તે થઈને વહેવડાવી શકાશે નહિ.



આસપાસની પરિસ્થિતિ સાથે એકરાગ સાધી લઈએ તો જિન્દગી ખરેખર કેટલી સરળ બની જાય!



જિન્દગી એક અસ્પષ્ટ વસ્તુ છે.



જિંદગીનાં વહેણ વહેતાં વહેતાં જે બધાં નજીવાં ચિહ્નો વેરતાં જાય છે એ જ સૌથી વિશેષ કરુણ હોય છે.



કોઈ પણ શબ્દનો અર્થ સહેલો નથી જ હોતો. ભલે શબ્દકોશમાં એ શબ્દનો એક જ અર્થ આપ્યો હશે, પણ જીવનમાં ઉતારતાં એ શબ્દના ઘણા અર્થ થઈ જાય છે.



વિધાતા ઝાંખી રેખાઓ વડે આપણા જીવનની છબી ચીતરે છે. તેમનો હેતુ એવો હોય છે કે આપણે પોતાને હાથે તેમાં જરા જરા ફેરફાર કરી, ભૂંસી ઉમેરી, મનપસંદ બનાવી લઈ તેને સ્પષ્ટ આકાર આપી લઈએ.



જિન્દગીમાં જે વખતે જે શોભતું હોય તે જ શોભે.



જેઓ કુદરતની વધારે નજદીક છે, જેઓ જીવે છે અને જેમની આ ભૂમિ પર હસ્તી છે જેઓ જીવનની પહેલી પગલીઓ આ પૃથ્વી પર માંડે છે, અને પોતાનો અંતિમ આરામ પણ તેમાં જ શોધે છે, તે તમામનો હું મિત્ર છું—હું કવિ છું.



માણસનું જીવન થોડું જ બીબામાં રેડી શકાય છે? અને જો આપણે સાચાને પણ જડ વસ્તુ માનીને ઘડવા જઈએ, તો તે પોતાનો પ્રાણ કાઢી નાંખીને ભયંકર રીતે વેર લે છે.



જીવનપ્રવાહનું તળિયું લાંબા કાળની ગતિ વડે તૈયાર થઈ ગયેલું હોય છે. ઇચ્છાનું પૂર જ્યારે પ્રબળ થઈને વહે છે, ત્યારે તે તળિયાના માર્ગને કોઈ ઠેકાણે તોડી નાંખે છે તો કોઈ ઠેકાણે વળી અથડાઈને પોતે જ અટકી જાય છે! અંદરખાને એક પ્રકારનો સંકોચ ક્યાંક રહેલો હોય છે. એ સંકોચ કોઇ પણ એક વસ્તુમાં નથી, પણ ઘણી વસ્તુઓમાં રહેલો છે, એટલે એનુ સ્વરૂપ સમજી શકાતું નથી. માત્ર એટલું સમજાય છે કે એક મુશ્કેલી રહેલી છે.



પોતાના અંતરઆત્માની પિછાન તો સૌને કરવી જ

પડે. કેટલાક મનુષ્યો તેને પોતાનાં જીવન મારફત પ્રાપ્ત કરે છે, તો વળી કેટલાક તેમના સર્જનદ્વારા. એવા સર્જકો તો જિન્દગીની કિનારી ઉપર જ વિહાર કરવાના. જિન્દગી સાથે ભેટી પડી તેને પોતાનું બનાવવાનું તેમના સ્વભાવમાં જ નથી. તેઓની જિન્દગીને નદીના વહેણની સાથે સરખાવી શકાય. નદી તેના કિનારાને ઘસીને પસાર થતી જ ચાલે. તેને ભેટીને તેની સાથે એક બનવું તે તેના સ્વભાવમાં જ નથી.



એવી જ જિન્દગીમાં હું માનું છું કે જ્યારે તે પ્રગતિવંત હોય અને એવી જ પ્રગતિમાં માનું છું કે જ્યારે તે જિન્દગી સાથે એકતા સાધતી હોય. માનવતા ગુમાવી બેઠેલી જંગી ચીજોની ગુલામીમાંથી માનવીની મુક્તિ હું ચાહું છું. ચેતનવંતા પ્રકાશના દુશ્મન લેખે ઓળખાવવાની હું ના પાડું છું.



જિંદગી કાંઈ એક બંધ અને સ્થિર ખાનું નથી. જિન્દગીની નક્કર દીવાલોમાં હંમેશને માટે કેદી બનીને આપણને રહેવાનું નથી.



યુવાની ખતમ થતાં સુંદર શરદઋતુ જેવી શાંત ગંભીર અવસ્થા માનવીને મળવા પામે છે. માનવીની એ

પાકી વય ગણાય છે. એ અવસ્થામાં જિન્દગીની વસંતઋતુ–યુવાવસ્થા–જેવી ચંચળતા જણાતી નથી. સંસારની ફિકર ઘણે અંશે કમી થઈ જવા પામે છે. આપણી ભલાઈ, બૂરાઈ, સુખદુઃખ વગેરે પાકટ દશાને પામીને આપણા અંતરઆત્માને પરિણીત દશામાં પહોંચાડી દે છે. એ સમયે નૂતન પ્રેમ કરવાની કે મુગ્ધ નજરે જોવાની માનવીને ઇચ્છા રહેતી નથી. એ સમયે તો જૂનો સહવાસ જ ઠીક લાગે છે. યુવાનીનું સૌન્દર્ય ધીમે ધીમે કરમાતું જાય છે. જે મળ્યું નથી તેની આશા છોડીને, જે આપણને છોડી ચાલ્યાં ગયાં છે તેમનો શોક કરવો છોડી દઈને, જેણે આપણી સાથે છેતરપિંડી કરી છે તેને માફી આપીને, જે આપણી નિકટ આવ્યાં, જેણે આપણા ઉપર સ્નેહ બતાવ્યો તેને આપણાં ગણીને શાંતિથી આપણે વિરામ પામીએ છીએ અને આ પ્રમાણે સઘળી ઉમેદો આપણને તૃપ્ત થયેલી લાગે છે. યુવાનીની એ સંધ્યાકાલે, જિન્દગીના એ શાંતિસમયમાં પણ જો જંપીને બેસવાનું નહિ હોય, નવી નવી ઉપાધિઓને લઈ ને દોડાદોડ કરવી પડતી હોય તો એ અવસ્થા જેવી ગમગીન અવસ્થા બીજી કઈ હોઈ શકે ?



જિન્દગીનો તમામ વ્યવહાર જે કુદરતી પ્રવાહમાં ચાલતો આવ્યો હોય તેને જ્યારે એકાએક કોઈ ખોદેલી નહેરમાં ચાલવાનું કહેવામાં આવે ત્યારે ભારે મૂંઝવણ પેદા થાય છે તે વખતે પોતાના સ્વભાવને સાચવવો પણ ભારે થઈ પડે છે.

તે સમયે પોતા તરફ નજર કરતાં આપણે પોતે પણ બદલાઈ ગયા હોઈએ એમ જ લાગે છે.



કોઈનું પણ જીવન તેના એકલાનું હોતું નથી. જે માનવી જિન્દગી રચવા માગતો હોય તેણે પોતાની આસપાસની પરિસ્થિતિની મદદ લેવી જ પડશે. તે વિના તે સફળ નહિ થાય.



જિન્દગીનો તમામ બોજો ફક્ત કારણ ઉપર જ રહેતો નથી.



માલિકનાં કુટુંબનું કલ્યાણ કરવામાં જિન્દગી અર્પી દેવી એ આપણું કર્તવ્ય છે.



કવિએ જે પ્રમાણે કવિતા કરી છે તે પ્રમાણે જિન્દગી રચી નથી. તેમનું જીવન કવિતા નથી. જેઓ કર્મવીર હોય છે તેઓ પોતાના જીવનને પો ( જ ઘડે છે. કર્મવીર મનુષ્યો સંસારની અનેક મુશ્કેલીઓમાંથી પોતાની જિન્દગી ઘડે છે અને આસપાસની દીનતાને પોતાની અપૂર્વ શક્તિથી ઉન્નત બનાવે છે.



ભારતની એકતા અને તેનું સામાજિક સંગઠન સાચવી રાખવાનાં મહાન કાર્ય માટે કીમતી જિન્દગીનો ભોગ પણ આપવા જેવો છે.



ચાલ્યો ગયેલો જીવ મંત્રબળથી પળ વારમાં પાછો નથી ફરતો.



મરણ પછી માણુસને બાળવા માટે ત્રણ હાથ જમીન જોઈએ. એટલું મળશે તો પૂરતું છે.



અંતની સામે કોઈ સાવચેતી નથી હોતી.



મૃત્યુ ભયંકર નથી તેમ વિકરાળ પણ નથી. માનવીનો એ તો ઉમદા સાથી છે, અને પરમ મંગળ પરમાત્માનો એ સંદેશવાહક છે. એના આવવાથી આપણે ગભરાઈ જવું ન જોઈએ. એનું તો પ્રેમથી જ સન્માન કરવું રહ્યું. જેવી રીતે કોઈ મોંઘેરા મહેમાનનો મમતાપૂર્વક સત્કાર કરાય તે રીતે આપણી જિન્દગીનું બધું જ એને અર્પી દઈને રાહત અનુભવવી રહી. મૃત્યુને તો માનવજિન્દગીનો એક મહાન ઉત્સવ ગણવો જોઈએ.



હે મૃત્યુ ! જો તું શૂન્યમય હોત તો પળ વારમાં બધું નાશ પામત, પરન્તુ તું તો સંપૂર્ણ સ્વરૂપ હોવાથી તારે ખોળે આ આખું વિશ્વ એક બાળકની જેમ સદા રમત કરે છે.



જિંદગીમાં જ્યાં પાપને પ્રવેશ મળી શકે એમ નથી ત્યાં પુણ્યને માટે અવકાશ નથી.






જે યુગમાં કવિ જન્મ્યો હોય છે તે યુગ પોતાનો હેતુ એ કવિ મારફત જાહેર કરે છે.



પરમેશ્વરે કવિ પાસે મૂકેલી માગણીઓ સંખ્યાબંધ છે. તે પોતે જ વસંતઋતુમાં જંગલોમાં ફૂંકાતા દક્ષિણના પવનની જેમ બેચેન છે.



નાનપણમાં તંત્રીપદનો નશો ઘણું જોર પકડે છે.



પોતાની જાતને કળાકાર તરીકે ઓળખાવીએ તો એક સાથે બે કાર્ય પાર પડે. જવાબદારીમાંથી છૂટા થઈ સ્વતંત્ર તો થવાય જ;એ ઉપરાંત વગર કારણે સ્વમાન પણ સચવાઈ રહે.



સાહિત્યનાં પુસ્તકો એ જ કાંઈ જિંદગીનો ઉદ્દેશ નહિ હોય. ઈશ્વરના મંદિરરૂપ આ શરીર મજબૂત હશે તો જ એ મંદિરમાં પ્રભુ પધારશે. માટે એ મંદિરને સંગીન

રાખવા મહેનત કરવી જ જોઈએ. પરંતુ શરીર પહેલે અને પછી જ સાહિત્ય, કલા વગેરે.



કલાની આરાધના કરવી તે ખાંડાની ધાર ઉપર ચાલવા બરાબર છે. તેની ઉપાસના કરનાર માનવી જો સમજીને અને સાચવીને નહિ ચાલે તો ડગલે અને પગલે તેનું પતન જ થવાનું. કલાની ઉપાસના તો અગ્નિ-પરીક્ષા જેવી છે. એ અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ જવામાં જ સાચી માનવતા અને બહાદુરી સમાયેલાં છે.



સ્પષ્ટ બોલવામાં કવિત્વની મધુરતાનો લોપ થાય છે.



સંયમથી સૌન્દર્યના ઉપભોગની ગંભીરતા વધે છે, અને સૌંદર્ય માનવીને સંયમ તરફ ઘસડી લઈ જાય છે.



આપણા દેશમાં જેની ચામડીનો રંગ ગોરો હોય છે તેને જ સુંદર કહે છે, પણ પ્રકાશ દેનાર આકાશનો રંગ તો કાળો આસમાની હોય છે.



સમય આપણા મનમાં વિવિધરંગી સૂત્રોની જાળ સર્જનના હેતુથી જ રચે છે.



હૃદયનો આવેગ જ્યારે અત્યંત પ્રબળ બને છે ત્યારે માનવી ગદ્ય છોડીને પદ્ય પકડે છે.



બીજાનાં અખબારોમાં લખવામા કાંઈ ગૌરવ નથી. પોતાના જ છાપામાં સ્વતંત્ર કલમને પૂરો વેગ આપી શકાય.



કાવ્યની કસોટી તો અગ્નિપરીક્ષામાંથી જ થાય, પરંતુ એ અગ્નિ કોઈ બીજો બહારનો નહિ, અંતરનો તે અગ્નિ હોવો જોઈએ.



હે શરમાતા વિચાર! મારાથી ડર મા! હું તો કવિ છું.



સાહિત્યની દુનિયામાં ચોર-વિદ્યા એ ઉચ્ચ વિદ્યા લેખાય છે. પકડાઈ જવાય તોયે મોટા મોટા સાહિત્યકારો આ ધંધો અજમાવતા રહેલા છે - એટલે સુધી કે ખુદ શેક્સપિયરનો પણ એ ટોળીની અંદર સમાવેશ થઈ જાય છે. સાહિત્યમાં જેની મૌલિકતા અતિ બળવાન છે એવી વ્યક્તિઓ પણ ચોરી કરવાની હિંમત કરે છે, કેમકે પારકો માલ તેઓ ખુશખુશાલ હજમ કરી શકે છે.



પત્ર એક ભારે રહસ્યમય વસ્તુ છે, કેમકે તે બહાર ફક્ત સરનામું જ બતાવે છે અને મુદ્દાને અંદર છૂપાવી રાખે છે; એથી તેનામાં વગર કારણે માનવીને પીડા પહોંચાડવાની પુષ્કળ તાકાત છે.



સાહિત્યમાં સુદ્ધાં અમુક અમુક વર્ગીકૃત જાતે પ્રમાણે નાયકો અને નાયિકાઓને ઉતારવાનાં હોય તો એવું સાહિત્ય રમતઘડતર બની જશે – જીવંત માનવીઓનો આદર્શ સંસાર નહિ બની શકે.



કવિ કવિતા હૃદયમાં બનાવે છે જ્યારે અકવિને તો તે બીજા પાસેથી જ સર્જાવવી પડે છે.



કદાચ ખોટું શિખાઈ જાય એ ભયથી જો તમારી જાતને કાવ્યરસમાંથી બાકાત રાખશો તો સ્વભાવ સૂકાઈને ક્ષીણ થઈ જવાનો સંભવ છે.



હિમાલય તો શું, પરંતુ એક નાનકડા ખાબોચિયાને પણ કવિ આપણી માનસિક દૃષ્ટિ સમક્ષ ખડું કરે છે, તોયે આપણને આનંદ થાય છે. ખાબોચિયાને આપણે અનેક વાર જોયું હોય પરંતુ તેને મ.વા દ્વારા જોવાથી તેમાં કાંઈક

નવીનતા આવે છે. જેને આંખની ઇંદ્રિયથી મન તપાસી શકે છે, તેને જ જો ભાવો રૂપી ઇંદ્રિયથી જોવામાં આવે તો મનને તેમાં એક અનેરો આનંદ મળે છે.



સાહિત્ય કોઈ એક લાવણ્ય મારફત ચિત્ર ખડાં કરે છે તેથી જ આપણને તેમાં આનંદ મળે છે. આ લાવણ્ય એ જ સૌન્દર્ય છે.



મન જે ઘડે છે તે પોતાની જરૂરિયાત પૂરતું જ જ્યારે સાહિત્ય સર્જે તે સૌના આનંદ માટે. પોતાને માટે તો સામાન્ય નોંધ હોય તોપણ ચાલે, પણ સૌને માટે તો શરૂથી અંત સુધી સંગીન હોવું જરૂરી છે.



આંખની દૃષ્ટિ ઉપરાંત તેની પાછળ મનની દૃષ્ટિનો યોગ જો નહિ હોય તો કલામાં સૌંદર્યનો મહિમા કળી શકાતો નથી. આ માનસિક દૃષ્ટિ મેળવવી એ વિશેષ પ્રકારની કેળવણીનું કાર્ય છે.



જ્યાં સુધી કોઈ પણ સૌંદર્યને આપણે આપણી વાસના યા લોભથી મુક્ત રીતે જોઈ નહિ શકીએ ત્યાં સુધી તેને

સંપૂર્ણ જોયું ન ગણી શકાય. સૌન્દર્યના સંપૂર્ણ અધિકારી થવા માટે જ સંયમ રાખવો પડશે.



માનવહૃદય જ સાહિત્યની મુખ્ય વસ્તુ છે તેમ નથી. માનવચરિત્ર પણ એવી એક પ્રકારની સૃષ્ટિ છે, જે જડ સૃષ્ટિઓની જેમ આપણી ઇંદ્રિયોને આધીન નથી. સાહિત્યનો વિષય માનવહૃદય અને માનવચરિત્ર બન્ને છે.



ફક્ત વ્યક્તિના પોતાના જ આનંદ પૂરતું તમામ લખાણ સાહિત્ય નથી.



વિષય યા ભાવમાં નહિ, પરન્તુ પોતાની રચનામાં જ લેખક યોગ્ય રૂપે જીવતો રહે છે.



સાહિત્ય એ આબેહૂબ કુદરતનો અરીસો નથી. માત્ર સાહિત્ય તો શું, પરન્તુ કોઈ પણ કળા કે વિદ્યા કુદરતનું આબેહૂબ અનુકરણ નથી. કુદરતમાં આપણને પ્રત્યક્ષની પ્રતીતિ થાય છે. સાહિત્યમાં અને લલિત કળામાં અપ્રત્યક્ષ આપણી પાસે રજૂ થાય છે માટે અહીં એ એકબીજાની આરસી બને તો કાંઈ કામ થાય નહિ.



કલાકૃતિને સનાતની સમાજના ઘૂંટી કાઢેલા આદર્શ અનુસાર નહિ, પરન્તુ રસની દૃષ્ટિથી જ તપાસો.



લેખકનો સર્વોચ્ચ ધર્મ પોતાની કૃતિને સંપૂર્ણ સરસ બનાવવા ઉપર જ ધ્યાન રાખવાનો છે. તેણે વાચકની વાહ-વાહની પરવા કરવાની નથી; પણ જો કોઈક કારણને લઈને આ ધર્મ પાળવાનું અશક્ય બની જાય તો તેણે પોતાના દેશનું કલ્યાણ શામાં રહેલું છે તેનો જ વિચાર કરવો જોઈએ. અને નહિ કે કશું કરું તો દેશ મને સારો કહેશે તેનો.



## અન્ય બંગાળી લેખકોની સર્વશ્રેષ્ઠ નવલકથાઓ

| | કિંમત રૂા |
|---|---|
| પારૂ ( નારાયણ ભટ્ટાચાર્યની રૂપગર્વિતાની નવલકથા ) | ૫–૭૫ |
| અભિમાન ( નારાયણ ભટ્ટાચાર્યની સળંગ નવલકથા ) | ૬–૭૫ |
| ફિલસૂફની પત્ની ( ફાલ્ગુની મુખોપાધ્યાયનો પ્રેમની કસોટી કરતી રસભરી વાર્તા ) | ૪–૭૫ |
| શુભ દૃષ્ટિ ( ફાલ્ગુની મુખોપાધ્યાયની તલસ્પર્શી સામાજિક નવલકથા ) | ૬–૫૦ |
| પ્રેમપટોળું ( ફાલ્ગુનીનો પ્રેમના પરિમલને રેલાવતી સરસ નવલકથા ) | ૬–૨૫ |
| સંસારનૌકા ( અસમજ મુખોપાધ્યાયની રસભરી નવલકથા ) | ૫–૦૦ |
| સુનયના ( અનિલ ચટ્ટોપાધ્યાયની વિખ્યાત નવલકથા ) | ૪–૨૫ |
| લાડલી ( આશાલતા સિંહાની નવલકથા ) | ૬–૨૫ |




શક્તિની પ્રસન્નતા એટલે શું અને અપ્રસન્નતા એટલે શું ? શું તેને કાન યા આંખ નથી ? પ્રકૃતિ જો એક ભવ્ય રથ સમાન હોય તો પોતાની અસંખ્ય ચક્રનીએ દુનિયાને ચગદી નાખીને મોટા અવાજ સાથે તે શું ચાલી રહેલી છે ? કોઈ તેના આશ્રય નીચે તો વળી કોઈક તેની નીચે દબાયેલાં પડેલાં છે. તેના આઘાતથી કોઈ જો કકળાટ કરે છે તો વળી તેના ઉપર બિરાજમાન થઈ કોઈ આનંદ પણ મેળવી રહેલા છે.



જેના તકદીરમાં દુઃખ સહન કરવાનું હોય છે તે મરી જાય એ પણ કેમ પાલવે ? જે દીવો બાળવા માટે ચેતાવાયો હોય તેનું તેલ ઓછું હોતું નથી. આખી રાત બળીને સવારે જ તે હોલવાય છે.



પોતાને જે કાર્ય કરવું હશે તે ઈશ્વર તો કરવાનો જ. આપણે તેમાં જો નડતલ બનીશું તો તે કાર્ય અટકવાનું જ ક્યાં છે ?



આપણાં નસીબ એવાં ફૂટેલાં છે કે મળેલી વસ્તુ પણ આપણે માચવી શકતા નથી.



કુદરત જેને મારે છે તેને બચાવવાની કોઈની તાકાત નથી.



જેઓ મહાન કાર્યો પાર પાડીને અમરત્વ પામ્યા છે તેમને ધન્યવાદ ઘટે છે. જેઓ સામાન્ય શક્તિ મેળવીને ઉભા થયા છે અને સામાન્ય માનવીઓની સાથે સામાન્ય ભાવે સંસારની નિત્યની ફરજો અદા કરે છે તેમને પણ ધન્ય છે, પરંતુ જેઓ કિસ્મતની કમનસીબીથી એકદમ એ બેની વચમાં જઈ પડયા છે તેઓ માટે કોઈ માર્ગ નથી. તેઓ કાંઈક હોત તો થાત, પરંતુ નથી તેથી તેમને માટે કાંઈક થવું સંપૂર્ણ અશકય છે.



સમયનું વહેણ સૌ કોઈ માટે સરખું ન હોય.



જાળમાં સપડાયા પછી જો કોઈ તેમાંથી છૂટવા અથવા નાસી જવા પ્રયત્ન કરે તો તેનું ગળું વધારે અને વધારે જકડાતું જાય છે.



જેને સૌથી સારું મેળવવાની ઇચ્છા હોય છે તેને ઘણું ઘણું સારું હાથ આવેલું છોડવું પડે છે.



વખત પસાર કરવા માટે લાયક મિત્ર મળવો એ કોઈ ભાગ્યશાળીના જ તકદીરમાં હોય છે.



જ્ઞાનની વાત એક વાર સમજ્યા પછી ફરીથી જાણવી પડતી નથી.



આ સંસારમાં જ્ઞાનીઓ જ વિશેષ અંશે છેતરાય છે.



પતિ થવું હોય તો પુરુષ થવાની જરૂર છે.



કોઈ કમનસીબ પુરુષ પોતાની પત્નીના પ્રેમથી બેનસીબ હોય તો તે નિર્ધન યા કદરૂપો છે તેથી એમ હશે એવું ન માનતા. તે પુરુષ બિલકુલ ભોળો છે એમ સમજવું.



જે ચીજ મોઢા આગળ પડી છે તે જ વિશેષ દૂર છે એવું જ્ઞાન ખૂબ થોડાંને હોય છે, છતાં બધાં કેવાં નિરાંતે બેસે છે?



બધા જ માનવીઓની વિચારશક્તિ જેમ વિશાળ નથી હોતી, તેમ બધો સમાજ પણ વિશાળ નથી હોતો.



માબાપ કોઈ વાર ગુસ્સે થઈને બાળકોને શિક્ષા પણ કરે છે, તો કોઈ વાર ખોળા પર બેસાડી લાડ પણ લડાવે છે. એમાં બાળકોએ યા માબાપોએ દુઃખી થવાનું કોઈ કારણ નથી.



પૈસા મેળવવાના અનેક જાણીતા ધોરી છે. જેમ કે નોકરીધંધો, ખેતી યા ચોરી કે ઠગાઈ, પરંતુ કિસ્મતમાં લખેલું તકદીરધન મેળવવાનો એવો કોઈ ધોરી માર્ગ નથી,



આ દુનિયામાં ન બને તેવું કશું નથી. બહારનો સંસાર અગમ્ય છે એમ લાગે એ માત્ર કલ્પના છે. એક વાર બહાર નીકળી પડ્યા કે પછી ચાલવાનો રસ્તો મળી જ જાય છે.



કોઈ વ્યક્તિનું માત્ર નામ બદલવાથી જ શું તેનું કિસ્મત બદલાવાનું છે ?






જગતમાં જેઓ ખોટું બોલીને ફરિયાદ કરતા નથી અને ચૂપ બેસી રહે છે તેમને જ સજા થાય છે.



ગુનાની સજા આગની જેમ એક વાર પ્રજ્વળી ઊઠી, તો પછી ગુનેગાર બળીને ખાક થઈ જાય તોપણ એ સજાની આગ હોલવાતી નથી.



નિંદા કરવી હોય તો બહારનો દેખાવ જોઈને થઈ શકે છે, પણ જો ખરાખોટાનો ન્યાય કરવો હોય તો બાતેનમાં પ્રવેશ કરવો પડે છે. માત્ર બનાવ પરથી માણસને ગુનેગાર ઠરાવી શકાય નહિ.



જો એક વ્યક્તિ અન્યાય સહન કરે છે તો તે પણ ગુનેગાર છે, કેમકે દુનિયામાં તે અન્યાયનો વધારો કરે છે. વધુપડતા ભલા માણસ બનવામાં ધર્મ નથી. એથી તો દુનિયામાં દુષ્ટ માનવીઓનું ચડી વાગે છે.



ન્યાયની બાજુમાં હિંમતપૂર્વક ઊભા રહીએ તો અન્યાય ટકી શકે નહિ.



રૈયતને ન્યાન ન આપે એ રાજકર્તા અધર્મ કરે છે.



જેની ગરદન કાપવાની હોય તેની કોઈ સંમતિ માગે ખરું ?



જબરદસ્તી પણ નબળાઈ જ છે. નબળો જ ન્યાય કરવાની હિંમત કરતો નથી.



જેમ જેમ આપણે વધારે ખમતા જઈશું તો તેમ તેમ અન્યાયનો ભાર વધતો રહેશે.



લડાઈમાં પણ માફી બક્ષવામાં માનવીની મહત્ત્વતા બહાર આવે છે.



એક જ ગુના માટે બે ગુનેગારો હોય તો એકને સજા અને બીજાને ક્ષમા આપી શકાય જ નહિ.



જેઓ દુનિયામાં ન્યાયનો બોજ માથે લઈને બેઠા છે તેમના જેટલા દયાપાત્ર બીજા કોઈ નથી.



એક વ્યક્તિને જેલમાં મોકલવામાં બીજા કેટલા નિર્દોષ માનવીઓને કેવી ક્રૂર સજા થવા પામે છે તેનો જો ન્યાય કરનારો પોતાના હૃદયમાં અનુભવ કરી શકતો હોય તો માનવીને જેલમાં મોકલવાનું કામ તેને સહેલુ ન લાગત.



મિલકતની વધારે સમાન રીતે વહેંચણી કરવાથી સમાજવાદનો આદર્શ સાબિત કરી શકાય કે કેમ તે તો ખબર નથી, પણ જો એ અશક્ય હોય તો પ્રભુનો ન્યાય અલબત્ત ક્રૂર છે, અને માનવી એક કમનસીબ પ્રાણી છે, કેમ કે જો આ સંસારમાં દુઃખ રહેવાનું હોય તો ભલે રહે; પણ એક નાની સરખી તક, આશાનું એક નાનકડું તેજ તો રહેવાં જ જોઈએ. જે ઇન્સાનજાતના વિશેષ ઉમદા ભાગને એ યાતના નાબૂદ કરવા માટે ચાલુ આગળ ધપવાની શક્તિ બક્ષે.



ન્યાયાધીશ જ્યારે પોતે જ શિક્ષા કરવાનો હોય અને તે જ શિક્ષાથી જ્યારે પોતે કંટાળે ત્યારે તેને ન્યાય આપવાનો અધિકાર રહેતો નથી.



ન્યાય ઘણો ધીમે કાર્ય કરે છે. વિશાળ જડ યંત્રની જેમ તે જોખી જોખીને પુરાવા એકઠા કરે છે અને પછી શાંત ચિત્તે, કાંઈ લાગતુવળગતું નહિ હોય તેમ શિક્ષા કરે છે. એના મનમાં માનવી હૃદયનો ઉકળાટ નથી, પરંતુ એમાં

ભૂખ અને ભોજનના જેવો સંબંધ છે. ઇચ્છા અને ઉપભોગને જેવો સંબંધ છે તેવો ગુસ્સો અને શિક્ષાને કુદરતી સંબંધ છે. ઘણા ગુના તો એવા હોય છે કે એ થતાં જો પોતાને હાથે તેની શિક્ષા ન કરીએ તો ઈશ્વર અંતરમાં બેઠો બેઠો એ નજરે જોનારને ધિક્કાર આપ્યા કરે, બાળ્યા કરે તેવે વખતે ન્યાય અને કાયદાની યાદ લાવી આશ્વાસન મેળવવા જતાં હૃદય શરમથી સંકોચાઈ જાય છે.






દેશની હવામાં જ્યારે આનંદ વાવા લાગે છે ત્યારે માનવીની વિકૃતિ આપમેળે દૂર થઈ જાય છે. દેશમાં જ્યારે આનંદ નથી હોતો ત્યારે તંદુરસ્ત, સરલ, સબળ બનવું માનવી માટે કઠણ થઇ પડે છે.



રાજા થઈને માનવી શું પોતાના તરંગ સિવાય બીજું કશું જ જોઈ શકતો નહિ હોય?



રાજાઓ અને રાજ્યોને તોડવાં અને સર્જાવવાં, અત્યાચારની છાતી ઉપર ચડી બેસી ભયાનક છૂરી ચલાવવી, શું એ બધું સુખ છે?



સૌના પેટની વસ્તુ ઉપર કોઈનો કશો હક્ક નથી. સત્તાના ભયથી સ્વમાનને ગુમાવશો નહિ. જનતાની નિર્બળતા એ જ રાજાનું રાજ્ય છે.



રાજાનાં પાપથી પ્રજાને પીડા થાય છે એ વાત સાચી છે.



દુર્બળ હૃદયના માનવીને જ્યારે પ્રભુત્વ મળે છે ત્યારે તેઓ ઉન્મત્ત અને સ્વેચ્છાચારી બની જાય છે. આવા દુર્બળ હૃદયી રાજાઓના દુરાચારથી અનેક વાર પ્રજાઓએ દુઃખ સહન કર્યાં છે.



દેશમાં જ્યારે ભયંકર દુકાળ હોય અને હજારોની જિંદગીનો નાશ થઈ રહ્યો હોય તે વખતે ભભકાભર્યા દરબારો ભરવાનું રાજકર્તાઓને કેમ સૂઝતું હશે ?



લશ્કરને મન નિર્દયતા તો રમત જેવી વસ્તુ હોય. કોઈ બિચારા ખેડૂતના પેટમાં હસતાં હસતાં તલવાર ભોંકી દેવી યા તેનું માથું ધડ પરથી ઉડાવી દેવું એ તો સૈનિકને મન હાસ્યખેલની બાબતો છે.



પ્રજાનું બળ એક મહાન શક્તિ છે. રાજવહીવટમાં કોઈ પણ દિવસ નાનાની અવજ્ઞા નહિ કરવી. એ નાનાઓ જ એકઠા થઈને વિરાટ સ્વરૂપ લઈ શકે છે અને પછી વિરાટને વામન બનાવી દે છે.



આ જગતમાં જેની પાસે ઘણું ઘણું છે તેને જ વધારેની જરૂર પડે છે. રાજાનો જ હાથ મુફલિસ હોય તો તમામને તે લૂંટી જાય છે.



દેશને માટે જુલમ કરવો એટલે દેશ ઉપર જ જુલમ કરવો.



શરાબના નશા કરતા સત્તાનો નશો ઘણો વધારે હોય છે.



મુકુટ ધારણ કરવો જેટલો સરળ છે તેટલો ઉતારવો સહેલો નથી.



ન્યાય એ રાજશક્તિનું અંગ છે.



લાગણીપ્રધાન માનવી રાજ્ય ચલાવી ન શકે.



રાજ્ય એ પણ એક માર્ગ છે. ને પર ચાલી શકાય એટલે બસ પણ રાજાઓ મુક્તિની ઝંખના કરતા નથી. એ સૌ બંધનના પૂજારી છે. એટલે જ રાજાઓ, રાણીઓ

અને તેમના રાજકુંવરો બધા મુક્તિમાર્ગોને નહિ જોતાં સૂર્ય–ચંદ્રના કિરણ વગરના કોઈ ભયંકર અંધકારમાં રખડી મરે છે.



રાજવેશનો ત્યાગ કરીને ભગવો વેશ ધારણ કરવો સહેલો નથી. બોલવું સહેલું છે તેટલું કાર્ય કરવું સહેલું નથી. કદાચ રાજત્યાગ સહેલાઈથી થઈ શકે છે, પરંતુ જન્મથી સારીનરસી જે અનેક ટેવો પડી હોય છે તે એકદમ છોડી દેવી સહેલી નથી. એ ટેવો લાલસાના બળવાન જુસ્સાથી અંગેઅંગમા દાખલ થઈ ગયેલી હોય છે. લાલસા યોગ્ય સમયે તૃપ્ત નહિ થાય તો તે રક્તનું શોષણ કરે છે.



મટ્ટીનાં કોડિયાને કેરોસિનનો દીવો કહે છે; "ખબરદાર, મને જો ભાઈ કહીને બોલાવશે તો ગળું ભચડી કાઢીશ."

તેટલામાં આકાશમાં ચંદ્ર ઊગ્યો, તે જોઈને કેરોસિનનો દીવો બોલી ઊઠ્યો, "ભાઈ, આવો!"



સાચા ભારતવર્ષમાં મુસલમાન રહેવાના જ.



રાજ્ય એટલે ફક્ત સોનાનું સિંહાસન, હીરાનો મુકુટ કે રાજછત્ર એ જ વસ્તુઓ નથી. મુકુટ, રાજછત્ર અને રાજ-

દંડનો ભાર કેટલો બધો હોય છે! લાખો મનુષ્યોની ચિંતા હીરાના એ મુકુટમાં ફેલાયેલી હોય છે. રાજ્ય મેળવવા ઇચ્છનારે ફક્ત હજારો મનુષ્યોનાં જ નહિ પણ પ્રાણીઓનાં દુઃખની પણ દરકાર કરવી જોઈશે. તેમનાં દુઃખને પોતાનાં દુઃખ સમજવાં અને હજારોની વિપત્તિને પોતાની વિપત્તિ ગણવી જોઈએ. હજારોની દરિદ્રતા રાજકર્તાની પોતાની જ દરિદ્રતા છે અને એ રીતે જનતાનાં હૃદય સાથે હૃદય મેળવવાં જોઈએ, એટલે જ રાજ્ય એ કેવા સુખની વસ્તુ છે તેની સમજ પડશે. જે આ રીતે વર્તે તે જ સાચો રાજા. ભલે પછી તે ઝૂંપડીમાં યા મહેલમાં વસતો હોય. સર્વને જ પોતાનાં જેવાં ગણે છે તે જ સર્વલોકનો છે. તેની જાહોજલાલી, પ્રતિષ્ઠા અને સુખને અસંખ્ય લશ્કરથી પણ હરાવી ન શકાય. પૃથ્વીની સંપત્તિ તથા રક્તનો જે નાશ કરે છે તે લૂંટારો છે. હજારો કમનસીબોની અશ્રુધારા તેના મસ્તક પર રાત-દિવસ વરસ્યા કરે છે. એ અભિશાપમાંથી કોઈ રાજછત્ર તેને મુક્ત કરી શકે જ નહિ. અધિક ને અધિક તેના રાજભોગમાં સેંકડો ભૂખ્યાંની ભૂખ સમાયેલી હોય છે. અસહાય લોકનાં દારિદ્ર જેમને તેમ રાખીને જે પોતે પહેરવેશમાં સુવર્ણ ધારણ કરે છે તે પહેરવેશની કાંતિ, લોકકાંતિ કરતાંયે વધારે કાળી હોય છે. જમીન સુધી નીચે લબડતાં તેનાં કિંમતી વસ્ત્રોમાં લોકનાં ચીંથરાં સમાયેલાં હોય છે. રાજ્યને મારવાથી કોઈને રાજ્ય મળતું નથી, પણ એવું રાજ્ય મેળવવાને બદલે પૃથ્વીને વશ કરીને રાજા બનવું વધારે ફ્લેહ બક્ષનારું છે.

◘

રાજાઓ કાયદા ઘડી શકે છે, પરંતુ તેઓ કાયદો તોડી શકતા નથી.



આપણો દેશ અજ્ઞાનમાં સદા કાળ પડી રહેવાનો નથી.



જૂઠું બોલવું એ પાપ છે. નિન્દા એના કરતાં પણ મોટું પાપ છે અને પોતાના જ દેશવાસીઓની ખોટી બદબોઈ કરવી એ તો સૌથી મોટું પાપ છે.



આપણા દેશનાં લોકો સામાન્ય રીતે સ્વધર્મ અને સ્વદેશની વાતો કરતી વેળા કાંઈ ને કાંઈ મુરબ્બીગીરી બતાવતા હોય છે. પોતે બોલતા હોય છે, પરંતુ પોતે સાચું બોલે છે એવો એમને જ વિશ્વાસ હોતો નથી.



ભારત તો આપણો શ્વાસ-પ્રાણ છે જ, પરંતુ આપણને એટલા એક જ પૃથ્વીખંડમાં પ્રેરાઈ રહેવાનું નથી. આપણી વિશ્વભાવનાને ફેલાવીને આપણે તમામ જગતના વાસી બનવાનું છે.



બીજાનું માત્ર અનુકરણ કરવાથી નથી તો આપણે તેમના જેવા થવાના, કે નથી આપણે તેથી આપણું પોતાપણું સાચવી શકવાના. ખાતરીથી માનજો કે આપણા દેશની

શક્તિ, પ્રકૃતિ અને સત્ય જુદાં છે. એનો જ સંપૂર્ણ વિકાસ થાય તો જ દેશ સાર્થક થશે અને તો જ દેશ બચવા પામશે અને અંગ્રેજોનો ઇતિહાસ ભણીને આટલું જો આપણે ન શીખ્યા હોઈએ તો તો કશું જ નથી શીખ્યા.



દેશને દેવતા કહી જ્યારે અન્યાયને કર્તવ્યમાં અને અધર્મને પુણ્યમાં ખપાવવા ચાહો છો ત્યારે હૃદયને દુઃખ થાય છે.



જ્યાં સુધી આપણે પરાધીન હોઈએ ત્યાં સુધી આપણે નિયમોનું પાલન દૃઢતાથી આપણે કરવું જ જોઈએ. તેના ગુણદોષ તપાસવાનો તે વખત નથી.



જગતના રક્ષણહારનો જન્મ અમારી આ તૂટી-ફૂટી ઝૂંપડીમાં જ થશે. સંસ્કૃતિની પવિત્ર વાણી લઈને જરૂર જ તે માનવીના છેવટના દિલાસાની કહાણી પૂર્વ દિશામાંથી જ આવીને સંભળાવશે.



અનેક બળવાન પ્રજાઓનો એકદમ નાશ થઈ ગયો છે, પરન્તુ ભારતવર્ષ એક માત્ર સંયમને જોરે, માત્ર મક્કમ-પણે નિયમોનુ પાલન કરવાને લીધે જ, સૈકાઓના પ્રતિકૂળ આઘાતોની સામે ટકી રહ્યો છે.



રાષ્ટ્રને સાદી અને સાચી રીતે ઓળખી, માણસ ઉપર માણસ તરીકે જ શ્રદ્ધા રાખી, જેઓને તેની સેવા કરવાનો ઉત્સાહ ચડનો નથી. જેઓ બૂમો પાડી મા કહીને, દેવી કહીને મંત્રો ઉચ્ચારે છે, જેઓને વારે વારે કેફની જરૂર પડે છે, તેઓનો એ પ્રેમ રાષ્ટ્ર પ્રત્યે નથી હોતો, જેટલો પ્રેમ નશા પ્રત્યે હોય છે.



દેશની ખાણોમાં જે વસ્તુઓ રહેલી છે તેને કાઢી ન શકીએ એ જેમ દેશનું દારિદ્ર ગણાય, તેમ દેશના ચિત્તમાં જ્યાં જ્યાં શક્તિરૂપી રત્નની ખાણો હોય તેને જો શોધી કાઢવામાં ન આવે અને તેનો જો સ્વીકાર કરવામાં ન આવે તો તે દારિદ્ર એથીય ભયંકર ગણાય.



દેશ કરતાં પણ જેઓ ધર્મને–સત્યને ઉચ્ચ માનતા નથી, તેઓ દેશને પણ માનતા નથી.



હે ભારત! જાગ્રત બનજે, સાવચેત રહેજે. સત્તા અને સંપત્તિથી ગર્વઘેલા બનેલા પશ્ચિમના પ્રજાજનો સામે ઊભા રહેતાં શરમાશો નહિ. મારા વહાલા દેશના પ્યારા ભાઈબંધો, તમારો મુકુટ તો નમ્રતાનો મુકુટ રહેશે. તમારી સ્વતંત્રતા આત્માની સ્વતંત્રતા રહેશે. એટલુ જાણી લેજો કે બહારથી વિશાળ દેખાતી ચીજો સાચેસાચ કાંઈ મહાન નથી અને ગર્વ સદાકાલ કોઈ મો જળવાતો નથી.

આપણો દેશ કેવડો મોટો છે અને કેવડી મહાન પ્રજા આપણે છીએ! આ તો કોઈ અજબ દેશ છે. આ દેશને જગતના સર્વે દેશોનું શિરછત્ર બનાવવા માટે હજારો વરસ સુધી સર્જનહારે અનેક યોજનાઓ કરી છે. દેશવિદેશથી કેટલાયે માનવીઓએ આવીને તે યોજનામાં સાથ આપ્યો છે. આપણા આ દેશમાં કેટલા બધા મહાન પુરુષોએ જન્મ લીધો છે. અહીં કેટલાં મહાયુદ્ધો ખેલાયાં છે, કેટકેટલાં મહાકાવ્યો અત્રે ગવાયાં છે. કેટલી મહાન તપશ્ચર્યા અત્રે થવા પામી છે. આ દેશે ધર્મને કેટલાં કેટલાં દષ્ટિબિન્દુથી તપાસ્યો છે, અને આપણા આ પ્યારા દેશમાં જિંદગીની સમસ્યાઓની કેવી મીમાંસા થવા પામી છે! એ આપણો આ ભારતવર્ષ છે. એને જેવોતેવો ન સમજશો. કદી ભૂલેચૂકે પણ એની અવગણના કરશો નહિ.



દેશની બાબતમાં શરમ રાખી રાખીને આપણે આપણાં મનને ગુલામીનાં વિષથી નબળાં કરી દીધાં છે. આપણું એકમાત્ર કામ એ હોઈ શકે કે સ્વદેશની તમામ વસ્તુ તરફ વિના સંકોચે અને શંકા વગર પૂર્ણ શ્રદ્ધા રાખવી.



અમારા પ્યારા દેશને વિદેશની અદાલતમાં આરોપીની જેમ ઉભો રાખી, પરદેશી કાયદા અનુસાર અમે તેને ઈન્સાફ નહિ થવા દઈએ. વારંવાર અમારા વિચારો અને મંતવ્યોને પરદેશી આદર્શની સાથે સરખાવીને શરમથી અમારે જેમ

નીચું જોવું નથી, તેમ ગૌરવથી માથું પણ ઊંચું કરવું નથી. અમારી શરમ અને અમારા ગૌરવનું ધોરણ અમારું પોતાનું છે. જે દેશમાં અમે જન્મ લીધો છે તે દેશના આચાર-વિચાર, શ્રદ્ધા, સમાજ અને શાસ્ત્ર માટે અમે મનમાં કે બહાર કોઈની પણ સમક્ષ જરા પણ શરમાવાના નથી. દેશનું જે કાંઈ છે તે બધું જ ગર્વપૂર્વક અમે છાતી કાઢી માથે ચડાવી લઈશું અને દેશનું તથા અમારું અપમાન થતું બચાવીશું.






આપણા માનવઆત્માને કદાપિ અપમાનશો નહિ. વિજય મેળવવા ખાતર ટૂંકા અને ભળતા માર્ગો અખત્યાર કરશો નહિ. તેવા વિજયનાં કાંઈ જ મૂલ્ય નથી. આપણે તો વિજય મેળવીએ તોપણ માનભેર અને માનનીય માર્ગે. ફક્ત કાર્યફળો ઉપર નહિ, પરંતુ માનવી પર વિશ્વાસ રાખજો. આપણા મહાન નેતા મહાત્મા ગાંધી એ બાબતમાં સાચા હતા. આપણે તો શુદ્ધ અને માનભર્યા માર્ગેથી જ જીત મેળવવી રહી.



જાહેર પ્રજાની શ્રદ્ધાની વિચાર વિનાની શક્તિનો લાભ અસહકારના દિવસોમાં ઉઠાવવા માટે ગાંધીજીને દોષિત ઠરાવાયા. શરૂઆતમાં રાષ્ટ્રનાયક તરીકે ગાંધીજી તરફ મારો આવો વિચાર બંધાયો, પરંતુ સારે નસીબે એ ખ્યાલ એટલેથી જ અટક્યો.



દેશને સંખ્યાબંધ સામાજિક ખાઈઓ તથા દીવાલો પરથી, તેમજ રાજનીતિનાં જબ્બર વેરાનને પાર કરાવી સ્વતંત્રતાનાં

શિખર ઉપર તેને પહોચાડવાની જવાબદારી જ્યારે ગાધીજીએ ઉઠાવી ત્યારે તેમનુ વ્યક્તિત્વ સમૃદ્ધ બની ગયુ અને તેમની સારી તેજસ્વિતાના ભેદનુ દર્શન થવા પામ્યુ ત્યારથી એક કલાકારના રૂપમા હુ ગાધીજીને જોતો આવ્યો છુ એમના મતના સિદ્ધાતો તેમ જ ખ્યાલો નહિ પરતુ એમની મનશક્તિની વિશાળતા દર્શાવતા એમના વર્તન મારફત, ગાધીજીના મગજની અસાધારણ શક્તિ જે દર્શાવે છે તે મારફત, એમને પિછાનવાનો પ્રયાસ કરતો આવ્યો છુ અને જેમ જેમ એ રીતે હુ એમને જોઉ છુ તેમ તેમ તેમની માનવતાની તેજશક્તિ ઉપર હુ આશ્ચર્ય પામુ છુ



ગાધીજીના નામ સાથે જેટલા સુધારાના કાર્યો જોડાયા છે તેમાનુ એક પણ કાર્ય એમની મૌલિકતાનુ સ્વરૂપ નથી એમાના લગભગ બધા તેના આગલા અને હાલના મહાપુરુષોના શબ્દો અને સદેશ છે, છતા એ વાત પણ એટલી જ સાચી છે કે જ્યા સુધી એ કાર્યોને ગાધીજીએ આવકાર્યા નહિ ત્યા સુધી તેમા એટલી શક્તિ અને તાજગી દેખાયા નહિ અને ત્યા સુધી એ કાર્યો એટલા ચેતનવતા પણ જણાયા નહિ, કેમકે એક વખત હાથ ધર્યા પછી તો એ કાર્યો એવા સપૂર્ણ નરની મહાન જીવનશક્તિથી ચેતન પામી ઊઠે છે, કે જેની હસ્તી અને ભાવના વચ્ચે કશુ અંતર નથી, અને જેના આદર્શો તથા સ્વપ્નો, તેના સપૂર્ણ વ્યક્તિત્વની સાથે ઓતપ્રોત બની જાય છે






આપણા માનવઆત્માને કદાપિ અપમાનશો નહિ. વિજય મેળવવા ખાતર ટૂંકા અને ભળતા માર્ગો અખત્યાર કરશો નહિ. તેવા વિજયનાં કાંઈ જ મૂલ્ય નથી. આપણે તો વિજય મેળવીએ તોપણ માનભેર અને માનનીય માર્ગે. ફક્ત કાર્યફળો ઉપર નહિ, પરંતુ માનવી પર વિશ્વાસ રાખજો. આપણા મહાન નેતા મહાત્મા ગાંધી એ બાબતમાં સાચા હતા. આપણે તો શુદ્ધ અને માનભર્યા માર્ગેથી જ જીત મેળવવી રહી.



જાહેર પ્રજાની શ્રદ્ધાની વિચાર વિનાની શક્તિનો લાભ અસહકારના દિવસોમાં ઉઠાવવા માટે ગાંધીજીને દોષિત ઠરાવાયા. શરૂઆતમાં રાષ્ટ્રનાયક તરીકે ગાંધીજી તરફ મારો આવો વિચાર બંધાયો, પરંતુ સારે નસીબે એ ખ્યાલ એટલેથી જ અટક્યો.



દેશને સંખ્યાબંધ સામાજિક ખાઈઓ તથા દીવાલો પરથી, તેમજ રાજનીતિનાં જબ્બર વેરાનને પાર કરાવી સ્વતંત્રતાનાં

શિખર ઉપર તેને પહોંચાડવાની જવાબદારી જ્યારે ગાંધીજીએ ઉઠાવી ત્યારે તેમનું વ્યક્તિત્વ સમૃદ્ધ બની ગયું અને તેમની સારી તેજસ્વિતાના ભેદનું દર્શન થવા પામ્યું ત્યારથી એક કલાકારના રૂપમાં હું ગાંધીજીને જોતો આવ્યો છું. એમના મતના સિદ્ધાંતો તેમ જ ખ્યાલો નહિ. પરંતુ એમની મનશક્તિની વિશાળતા દર્શાવતાં એમના વર્તન મારફત, ગાંધીજીના મગજની અસાધારણ શક્તિ જે દર્શાવે છે તે મારફત, એમને પિછાનવાનો પ્રયાસ કરતો આવ્યો છું અને જેમ જેમ એ રીતે હું એમને જોઉં છું તેમ તેમ તેમની માનવતાની તેજશક્તિ ઉપર હું આશ્ચર્ય પામું છું.



ગાંધીજીના નામ સાથે જેટલાં સુધારાનાં કાર્યો જોડાયાં છે તેમાંનું એક પણ કાર્ય એમની મૌલિકતાનું સ્વરૂપ નથી. એમાંના લગભગ બધાં તેના આગલા અને હાલના મહાપુરુષોના શબ્દો અને સંદેશ છે; છતાં એ વાત પણ એટલી જ સાચી છે કે જ્યાં સુધી એ કાર્યોને ગાંધીજીએ આવકાર્યાં નહિ ત્યાં સુધી તેમાં એટલી શક્તિ અને તાજગી દેખાયાં નહિ અને ત્યાં સુધી એ કાર્યો એટલાં ચેતનવંતાં પણ જણાયાં નહિ, કેમકે એક વખત હાથ ધર્યાં પછી તો એ કાર્યો એવા સંપૂર્ણ નરની મહાન જીવનશક્તિથી ચેતન પામી ઊઠે છે, કે જેની હસ્તી અને ભાવના વચ્ચે કશું અંતર નથી, અને જેના આદર્શો તથા સ્વપ્નો, તેનાં સંપૂર્ણ વ્યક્તિત્વની સાથે ઓતપ્રોત બની જાય છે.






આપણા માનવઆત્માને કદાપિ અપમાનશો નહિ. વિજય મેળવવા ખાતર ટૂંકા અને ભળતા માર્ગો અખત્યાર કરશો નહિ. તેવા વિજયનાં કાંઈ જ મૂલ્ય નથી. આપણે તો વિજય મેળવીએ તોપણ માનભેર અને માનનીય માર્ગે. ફક્ત કાર્યફળો ઉપર નહિ, પરંતુ માનવી પર વિશ્વાસ રાખજો. આપણા મહાન નેતા મહાત્મા ગાંધી એ બાબતમાં સાચા હતા. આપણે તો શુદ્ધ અને માનભર્યા માર્ગેથી જ જીત મેળવવી રહી.



જાહેર પ્રજાની શ્રદ્ધાની વિચાર વિનાની શક્તિનો લાભ અસહકારના દિવસોમાં ઉઠાવવા માટે ગાંધીજીને દોષિત ઠરાવાયા. શરૂઆતમા રાષ્ટ્રનાયક તરીકે ગાંધીજી તરફ મારો આવો વિચાર બંધાયો, પરંતુ સારે નસીબે એ ખ્યાલ એટલેથી જ અટક્યો.



દેશને સંખ્યાબંધ સામાજિક ખાઈઓ તથા દીવાલો પરથી, તેમજ રાજનીતિનાં જબ્બર વેરાનને પાર કરાવી સ્વતંત્રતાનાં

# વિભાગ ૪ થો : પ્રકીર્ણ

રસની તવ સંસારે કશીયે ન મણા હોજો.

— મનસુખલાલ ઝવેરી

## પાંસઠ વિચારરત્નો



પ્રતિધ્વનિ હંમેશાં ધ્વનિની ઠઠ્ઠા કરે છે. વખતે ધ્વનિના આભાર હેઠળ તે છે તે પકડાઈ જાય.



જગતમાં જે જે મહાપુરુષો કાંઈ પણ મોટું કાર્ય કરી ગયા છે તે સૌને લોકોની નિંદા અને વિરોધ સહન કરવો પડ્યો છે.



આપણે માનીએ છીએ કે આપણને જેની ઇચ્છા થાય તેને હાથ કરીએ એનું નામ જ સ્વતંત્રતા, પણ ખરું જોતાં તો જેની ઇચ્છા થાય તેનો મનથી ત્યાગ કરવો એનું જ નામ સ્વતંત્રતા.



રશિયામાં ફક્ત આઠ જ સાલની અંદર કેળવણીના પ્રભાવે ત્યાંના પ્રજાજનોનો ચહેરો જ પલટાઈ ગયો છે. જેઓ મૂંગાં હતાં તેમને વાણી મળી છે. જેઓ મૂઢ હતાં તેમનાં મગજ ઉપરથી પડદો હટી ગયો છે. જેઓ નબળાં હતાં તેમનામાં આત્મશક્તિ પેદા થઈ છે. જેઓ કચડાતાં હતાં તેઓ સમાજની અંધકારભરી ઓરડીમાંથી બહાર નીકળીને સરખા અધિકાર પામ્યાં છે આટલાં

અસહકારના સંકુચિત વાતાવરણમાં અટવાઈને દુનિયાની સંસ્કૃતિના પ્રવાહોથી આપણે જુદા થઈ જવું એ પાપ છે. એમ કરીને તો આપણે પશ્ચિમના અંધ રાષ્ટ્રવાદની આરાધના કરીએ છીએ. રેંટિયાથી બુદ્ધિ જડ બને છે. પરદેશી કાપડની હોળી કરવાથી આપણે ગરીબોનાં કપડાં બાળીએ છીએ, કે જેમ કરવાનો આપણને કાંઈ હક્ક નથી. ભારતના પ્રજાજનોએ ફક્ત ચાલુ સમયને નજર આગળ રાખીને ટૂંકી નજરે જીવવું નહિ જોઈએ, પરંતુ ભવિષ્યના માર્ગની ઝાંખી રેખા કલ્પનાચક્ષુ આગળ સદા રહેલી હોવી જોઈએ.



અહિંસા મુસ્લિમોને પણ માન્ય છે.



## જીવનચરિત્રો–રાષ્ટ્રીય સાહિત્ય

# વિભાગ ૪ થો : પ્રકીર્ણ

રસની તવ સંસારે કશીયે ન મણા હોજો.

— મનસુખલાલ ઝવેરી

## પાંસઠ વિચારરત્નો



પ્રતિધ્વનિ હંમેશાં ધ્વનિની ઠઠ્ઠા કરે છે. વખતે ધ્વનિના આભાર હેઠળ તે છે તે પકડાઈ જાય.



જગતમાં જે જે મહાપુરુષો કાંઈ પણ મોટું કાર્ય કરી ગયા છે તે સૌને લોકોની નિંદા અને વિરોધ સહન કરવો પડ્યો છે.



આપણે માનીએ છીએ કે આપણને જેની ઇચ્છા થાય તેને હાથ કરીએ એનુ નામ જ સ્વતંત્રતા, પણ ખરું જોતાં તો જેની ઇચ્છા થાય તેનો મનથી ત્યાગ કરવો એનું જ નામ સ્વતંત્રતા.



રશિયામાં ફક્ત આઠ જ સાલની અંદર કેળવણીના પ્રભાવે ત્યાંના પ્રજાજનોનો ચહેરો જ પલટાઈ ગયો છે. જેઓ મૂંગાં હતાં તેમને વાણી મળી છે. જેઓ મૂઢ હતાં તેમનાં મગજ ઉપરથી પડદો હટી ગયો છે. જેઓ નબળાં હતા તેમનામા આત્મશક્તિ પેદા થઈ છે. જેઓ હડધૂત થઈને કચડાતા હતા તેઓ સમાજની અંધકારભરી ઓરડીમાંથી બહાર નીકળીને સરખા અધિકાર પામ્યાં છે આટલાં

બધાં માનવીઓનો આટલો ઝડપી વિકાસ થવા પામશે એવી કલ્પના કરવી પણ મુશ્કેલ છે. એ દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી જાગૃતિ આવી ગઈ છે.



જે માણસ પૂરો પગાર આપે છે તે વૃદ્ધાવસ્થાની ભૂલચૂકો ચલાવી લેવા બંધાયેલો નથી.



પ્રત્યેક માનવી અકેક ગામડું લઈને બેસી જાય અને તેના સંગઠનનાં કાર્યમાં પડી જાય. આ કામ માટે શાબાશી યા કીર્તિની ઉમેદ રાખશો નહિ. આપણા દેશભાઈઓ, જેઓ અપમાનો ખમી ખમીને રીઢા બની ગયા છે અને માનવતાના હક્કો પણ ભૂલી ગયા છે તેમને 'ભાઈ' શબ્દનો અર્થ સમજાવો અને શીખવો. એ અંગે તેઓને શક્તિવાળા બનાવીને આત્મરક્ષણની તેમને તાલીમ આપો. તમામ પ્રજાને ઊંચે લાવવાનો એ જ એક સાચો ઉપાય છે.



જેની ના કહેવામાં આવે છે તેનો વધારે ચડસ ચડે છે.



પૃથ્વીમાં જે સૌથી મહાન હોય છે તેને લોભમાં પડી સસ્તું કરવા જતાં સર્વનાશ થઈ જાય છે.



જે હાર પામે તેનામાં શું કાંઈ જ તાકાત નથી હોતી ? હારનારનું બળ તો સ્વર્ગ સુધી પહોંચી શકે.



સોનું માત્ર ગર્વનો પરપોટો છે.



એક મદદ આપનાર બીજા મદદ આપનારને આનંદ-પૂર્વક જોઈ શકતો નથી.



જિંદગીનાં પ્રત્યેક ક્ષેત્રમાં સ્વાશ્રયી બનો. ખોરાક, પહેર-વેશ, શિક્ષણ, ગામડાંની ઉન્નતિ વગેરે તમામ બાબતમાં સરકાર ઉપર જ એકલો આધાર નહિ રાખતાં સ્વાશ્રયી થજો.



દોસ્ત યા દુશ્મન કોઈ ને પણ તમારા મનની સ્વતંત્રતા આપી દેશો નહિ. મનના દરવાજા સદા ખુલ્લા રાખવા.



નશો કીધા બાદ વચમાં થાક જેવું લાગતાં તેને દૂર કરવા ફરી માનવીને નશાનો જ આશરો લેવો પડે છે.



હાથ જોડીને બેસી રહેવાને બદલે જો ફૂદાફૂદ કરાય તો જાળ વધારે ગૂંચવાવાનો સંભવ રહે છે. કાંઈક કરવું એ જ

કર્તવ્ય છે એવું માનવાની જરૂર નથી. ઘણી વેળા કશું નહિ કરવું એ જ સૌથી મોટું કર્તવ્ય હોય છે.



કૃપા મનમાં અફસોસ કરે છે, 'હું આપું છું, પણ મને તો કાંઈ મળતું નથી.'



કરુણા કહે છે, 'હું આપું છું, અને મને તો કાંઈ પણ જોઈતું નથી'



વાંસળી કહે છે, 'મારું જરા પણ મહત્ત્વ નથી. હું તો માત્ર ફૂંકના જોરથી જ અવાજ કાઢું છું.'



ફૂંક કહે છે, 'હુ પણ કાંઈ નથી હું તો માત્ર હવા છું.'



ઘાતકી નહિ બનવું. પરંતુ ફરજ વેળા કડક તો થવું જ પડે.



વિજયનો નશો સખત ઈર્ષાથી જ પૂર્ણ થાય ઈર્ષા કદી નીચ નથી હોતી મહાન પુરુષોના સ્વભાવમાં પણ તેનો અંશ હોય છે.



અગ્નિના નૃત્યમાં વિનાશ અને સર્જન બંને છે. પાપ-પુણ્ય, ધર્મ-અધર્મ, બધું જ જળીને એમાં ખાક રાખ થઈ જાય છે.



પાંચ આંગળી વડે જગતનું કામ ઠીક ચાલે છે. દુર્ભાગ્યવશ સાત આંગળીની જો ઇચ્છા રાખીએ તો કામનો બોજ પણ વધવાનો જ.



કર્તવ્યપાલન કરનારે ભાઈભાંડુનો ખ્યાલ રાખવાનો હોય જ નહિ.



પાપની ઉન્નતિ થવા વિના કોઈ ભાઈ, પોતાના ભાઈ ઉપર હુમલો કરે નહિ.



પાપ કરીને શિક્ષાનો ભાર સહન કરી શકાય છે, પરંતુ ક્ષમાનો ભાર ઊંચકી શકાતો નથી.



જેટલું મારે ભાગે આવી પડયું છે તેટલું જ મારું છે એવું અશક્તિમાન લોકો જ કહે છે અને દુર્બળ માણસો જ તે સાંભળી પણ લે છે. જે હું ઝૂંટવી લઈ શકું તે જ ખરું જોતાં મારું છે એ શું આખા વિશ્વનું શિક્ષણ છે?



૨. ૪. ૧૧

જે જ્યોત એક દિવસ ઘરનો દીપક બનીને પ્રકાશિત કરે છે તે જ જ્યોત કોક દિવસ ઘરને આગ પણ લગાડી દે છે



અંદર કાઈક બગાડ હોય છતા જો બહારથી શાંતિ જણાતી હોય તો તેને મોગમા મોટી ખરાબી સમજવી



ફૂલની ભેટ તેના આપનારને હાથે અપાય તો જ તેની કિંમત !



જ્યારે મન ઉપર બોજો હોય છે ત્યારે મામૂલી બાબત પણ મોટી જણાય છે



હાથ જોડીને બેસી રહેવાથી કાઈ વિજય નથી મળતો એને માટે તો લડાઈ કરવી પડે છે



નમળાઈ તમામ જુલમોને વેગ આપે છે



પસ્તાવાનું કારણ છે કે કેમ એ તો પસ્તાવો થાય ત્યારે જ ખબર પડે



પસ્તાવો તો પ્રભુની દયા છે.ગુનાથી ડરો. પસ્તાવાથી નહિ.



ઉશ્કેરાટને લઈને કેટલીક વાર આપણા મનમાં ખોટી હિંમત આવી જાય છે, પરંતુ પછી ધીમે ધીમે જ્યારે એનાં ફળ આવવા માંડે છે ત્યારે તેનો બોજો ખમવાની આપણામાં શક્તિ નથી હોતી.



જો એક વાર શરમને બહાર પ્રગટ થવા દીધી તો પછી શરમની કોઈ હદ જ નહિ રહેવાની.



આ દેશ એવો છે કે ઈશ્વરને નહિ માનીએ તો આરામથી તે બધું ચાલ્યું જાય, પરંતુ ભાદરવો અને આસો, ગુરુવાર અને શનિવાર તથા તિથિ અને નક્ષત્રને જો ન માનીએ તો ઘરમાં ઊભા રહેવાનું પણ ભારે પડે.



જેઓ મહાન વિચારો કરે છે તેઓ જ દિલ દઈને હસી પણ શકે છે.



વિવેકના અભાવનું પરિણામ વિષમય આવે છે.



પોતાના ભક્તો જેનાં વખાણ કરે તે ઝાકળના થર સમાન જ હોય. એ થર આકાશને અડતાં તેના પ્રકાશને પણ ઝાંખો બનાવી દે.



ઠંડા પાણીમાં જે જીવનશક્તિ સમાયેલી છે, તથા થાક અને જડતા નાબૂદ કરી તાજગી અને શક્તિ આપવાનો જે ગુણ તેમાં છે તે બીજી કોઈ ચીજમાં નથી.



દુનિયામાં વિશેષમાં વિશેષ દિગ્મૂઢ કરનારા બનાવો જ સૌથી વિશેષ નમ્ર હોય છે. નજરે પણ તે નહિ દેખાય.



મધરાતનો ચંદ્રમા મધ્યાહ્નના સૂર્ય જેવો બની જાય તો બે પળ બધા વાહ વાહ કરે પણ ખરા — પરંતુ પછી વિચાર કરવો પડે કે તેને ઢાંકવો શી રીતે ?



મનની ઝડપ પહાડી નદી સમાન છે. તે પોતાના જન્મ-શિખર ઉપર સ્થિર રહેવા નથી ઇચ્છતી. કોઈ પણ પ્રકારે બહાર નીકળવાના તે ચાળા પાડે છે અને સફળ ન થતાં મનને દુઃખ પહોંચાડે છે.



હારની પણ કિંમત તો છે જ – પરંતુ આત્માની હારની નહિ.



ભળતે ઠેકાણે જઇ પડીએ તો ત્યાંની જવાબદારી પણ છેવટ સુધી ભોગવવી જ પડે.



પહેરવેશ જ જો માન અને આવકાર લાવનાર ગણાતાં હોય તો એવાં માન અને આવકાર નહિ મેળવવામાં જ લાભ છે. અને દૂરથી જ નમસ્કાર કરવામાં આપણું શુભ છે.



જે ચીજ પૈસા આપી ખરીદી નહિ હોય અને જો તે પોતે જ આપણા હાથ પાસે આવીને નહિ પડે તો બીજી કોઈ રીતે શોધી શોધીને મરી જવા છતાં પણ તે મેળવવાનો ઉપાય નથી.



હિમાલય ગમે તેટલો મહાન અને ઊંચો હોય તો પણ સત્યને તે હથેળીમાં મૂકી દઈ પ્રત્યક્ષ દર્શન ન કરાવી શકે, પરંતુ સર્વશક્તિમાન ઈશ્વર એક નાના બિંદુમાંથી પણ આખી સૃષ્ટિનું દર્શન કરાવી શકે છે.



લવંગર જુવાનોનાં દિલ તકલાદી વાહવાહથી લોભાઈને સમાજ તથા સંસ્થાઓમાં આગેવાન બનવા ખૂબ આતુર થાય છે. અનેક યુવાનો પતંગિયાની જેમ તેમાં પડે છે.



જે ગુરુ નજર આગળ હોય તેના કરતાં જે ગુરુ નજર બહાર હોય તેની અસર વધારે થવા પામે છે, કેમકે તે વખતે ગુરુની ખાલી જગ્યાને મન પોતે જ ભરી દે છે.



રશિયાનો સમસ્ત દેશ એક નિશાન ગોઠવીને તેના બધા કામકાજના વિભાગોને શક્તિની એક જાળમાં ગૂંથવા તૈયાર થયો છે. બધું એક તપશ્ચર્યામાં આવીને સમાઈ ગયું છે.



જો અંગ્રેજોએ આપણને કેળવણી આપી ન હોત તો આપણે અંધકાર યુગમાં સબડતા હોત એમ માની લેવું એ આપણા કહેવાતા અંગ્રેજ મિત્રો માટે સ્પષ્ટ ઉદ્ધતાઈ જ છે. બે સદીઓ સુધીના અંગ્રેજોના કારોબાર પછી પણ ફક્ત એક જ ટકો જેટલી હિંદી પ્રજા અંગ્રેજી ભાષા મારફત જ્ઞાન સંપાદન કરી શકે, જ્યારે માત્ર પંદર વર્ષના ટૂંકા સમયમાં સોવિયેટ અમલ હેઠળ અઠ્ઠાણું ટકા જેટલી પ્રજા કેળવાયેલી થવા પામી છે.



જે બ્રિટિશરો છેલ્લી બે સદીથી ભારતવાસીઓને પોતાના અંકુશ હેઠળ રાખતા આવ્યા હતા અને તેમનું શોષણ કરવાનું ચાલુ રાખ્યું હતું તેમણે ગરીબ હિંદીઓ માટે કર્યું છે શું? ચોતરફ નજર કરતાં રોટીના ટુકડા માટે આંસુ પાડતા હિંદીઓ જણાતા હતા. આટલેથી જ વાત અટકતી ન હતી. ગામડાઓમાં સ્ત્રીઓને પાણીનાં થોડાં ટીપાં મેળવવાને ખાતર કાદવ ખોદતી નજરોનજર જોવાઈ હતી, કેમકે શહેરો કરતાં ગામડાંઓમાં કૂવાની તંગી વિશેષ છે



અંગ્રેજો તરફથી આપણા લોકોને હેતુપૂર્વક હથિયાર વિનાનાં બનાવવામા આવ્યાં હતાં. આપણા ટ્રસ્ટીઓ હોવાનો દાવો કરીને કરોડો હિંદીઓની સુખશાંતિ લૂંટી લીધી હતી.



કિસ્મતના ફરતા ચક્ર અનુસાર એક દિવસ તો અંગ્રેજોને આ ભારત દેશ છોડવો જ પડનાર છે; પરન્તુ એ સમયે તેઓ પોતા પાછળ કેવું કંગાળ ભારત છોડતા જશે ! સૈકાઓથી ચાલતો આવેલો તેમના રાજવહીવટનો પ્રવાહ જ્યારે અટકશે ત્યારે તે પોતા પાછળ ભયંકર નિષ્ફળતા અને કંગાળ ગરીબાઈનો વિશાળ કાદવ મૂકતો જશે. એક તૂટી પડતી અભિમાની સંસ્કૃતિનાં ચોતરફ વેરાયેલાં ખંડેરો જ જણાય છે.



કેટલાક વિષયોમાં રહેલી શરમ, શરમ મારફત જ દૂર કરી શકાય છે.



પડછાયાની સાથે લડાઈ કરવાથી કદી આપણી હાર થતી નથી, અને બીજી વાત એ શીખવાની મળે છે કે આપણા મનમાં જો આપણે સમજીએ કે હું જીત્યો છું તો એ જીત કોઈ ખૂંચવી લઈ શકતું નથી.



જખમ અને મારના કાવાદાવામાં સભ્યતા અદ્દભુત હિંમત બતાવે છે.



વાતાવરણને યોગ્ય બનવું એ માનવી અને પ્રાણી બન્ને માટે આત્મરક્ષણનું શ્રેષ્ઠ સાધન છે.



શબ્દોની પરંપરા ચાલતી હોય ત્યારે ચૂપ રહેવાનું સારું છે.



મોટા થવામાં મજા નથી. થોડામાં સુખી થાઓ.



લાલસાનો ત્યાગ કરશો એટલે જગતભરની વિશાળ દોલત આપોઆપ હાથમાં આવી જશે.



જે અનાદરનો મૂંગે મોઢે સ્વીકાર કરવામાં આવે છે તે હંમેશ પોતાની મેળે જ વધતો પણ રહે છે.



માનવીનું મન જ્યારે તેની તમામ શક્તિઓને ફક્ત એક જ બાબનમાં રોકી દે છે ત્યારે તેની સાથે જ તેની શારીરિક જરૂરિયાતો પણ ઓછી થઈ જવા પામે છે. આથી જ અતિ આનંદ કે અતિ શોકના પ્રસંગે માનવીને ભૂખ યા તરસ લાગતાં નથી.



ગાંડા બનીને કેટલીક વાર નહિ ઉકેલાતા સવાલો ઉકેલાય છે.



સમાપ્ત